FROM MAHENDRA SHANTILAL

# ઉગતી જુવાની

સાંસારિક નાટક, ભજવાય એવું

બી. એ., આઈ. ૦. એસ,

n Administration, આદિનો કર્તા

ા-નાસ અલોભ ી

૧ લી. મૂલ્ય રૂ. ૧-૧૨-૦.

અને નાટક તરીકે રજિસ્ટર્ડ: સર્વ હક્ક કર્તાને

બુકસેલર

જીવનલાલ

લાલ અમરશી મહેતા, પીરમશાહ રોડ, અમદાવાદ.

૧૯૨૩.

"No play has ever survived in the theatre for any great length of time, which is not capable of giving pleasure to the reader in his study."

" વાંચનારાઓને અભ્યાસસ્થલના એકાંતમાં ય જે રીઝવી શકે નહીં, એવું કોઇ પણ નાટક તખ્તા ઉપર પણ લાંબા સમય સુધી ચાલુ રહે એવી લોકપ્રિયતા મેળવી જ શકતું નથી."

આખું નાટક અગર તેનો કોઈ ભાગ નાટકશાળાના તખ્તા ઉપર કે ખાનગી સંમેલનોમાં અગર કોઇ પણ પ્ર[illegible] [illegible]ળાવડામાં ભજવવાની પરવાનગી માટે કર્તાને પૂછાવવું. પરવાનગીના લેખી કરાર થઇ જતા પ્હેલાં કોઇએ પણ ભજવવું નહીં. આ સંબંધમાં પત્રવ્યવહાર કે મુલાકાતને માટે કર્તાનું સરનામું આ ચોપડીના બુકસેલર પાસેથી મળી શકશે.



શ્રી "વસંત મુદ્રણાલય" માં ચીમનલાલ ઇશ્વરલાલે આ ચોપડી કર્તાને માટે છાપી–રાયપુર શામળાની પોળ પાસે : અમદાવાદ.

અમદાવાદમાં પીરમશ ... કાને બુકસેલર
જીવનલાલ અમરશી મહેતા ... કરી



# અર્પણપત્ર.

શ્રી. રા. મણિશંકર રત્નજી ભટ્ટ,

ભાવનગર.

( ગદ્યપદ્યમ્ )*

પ્રિય 'કાન્ત,'

'આત્મોપમ,' 'સખે,' 'ઉર,' એ બધાં સંબોધનો      ત્યજી, સરલ મનભર

ભાઈ,

શબ્દે આ કૃતિ સાથે ત્હને      જોડું છું. ભાઈ, સ્મરે છે તે દિવસ નવયૌવનતણા,      જ્યાં આપણે કાલોદધિમાં ઉંડીડુબકી ખાઇને      ઇતિહાસના એથન્સસ્પાર્ટામાં જ જાણે વિહરતા,      એ નાટકો એ કાવ્યભાષણમૂર્તિસંવાદે અને      એ જગન્મોહક અમર ખંડેરો થકી વિસ્મિત થતા,      —એ ઓપતી જનતા ફરી જોવા ફરીથી વિરચવા      એ જુવાનીની મત્ત બાલિશતા ભર્યા મથતા હતા. ૯

અહા, એ શો રસભીનો કાળ!   રે એ સહ-શિક્ષણ,—શાં રસાળ!

પછી તો, ભાઈ, ઝિંદગી આવી,   —આપણી જુદાઈ જેને ભાવી! તું અસલ ગુજરાતે રહ્યો;   હું ગરવી ગુજરાતે વહ્યો. ૧૫.

એ આપણા સહવાસ સમયે કલાનો હુંમાંહિ જે      કંઈ ઉગમ થયેલો, જે જરા વિકસ્યોય છે, આ તેતણું      આજે ખિલેલું કુસુમ તુંને મોકલું છું. જાણું છું      કે રૂપરંગસુગંધમૃદુતામાંહિ એ એવું જ છે.      પણ, ભાઈ, ત્હારો પ્રેમ પણ જાણું છું તું તો એહને મ્હારું જ જોશે; તું નિરખશે એહને પ્રેમી દગે:—

સામાન્યને પણ દિવ્ય કિરણે દિવ્ય દેખે, તે દગે. ૨૨.

## મુખ્ય પાત્રોના પરસ્પર સંબંધ

આમાંથી જે જાતે નાટકમાં આવતાં નથી, માત્ર નામ આવે છે, તેવાં સૂચિતપાત્રોનાં નામ અહીં કૌંસમાં છાપ્યાં છે.






દોલતરાય અને શીરીન અસલનેરની હાઈસ્કૂલમાં સાતમા ધોરણમાં ભણે છે. પાછળથી શ્રીમતી અને પદ્મા એજ હાઈસ્કૂલમાં દાખલ થાય છે, થોડા માસ. રૂસ્તમજી ગ્રાંટ મેડિકલ કોલેજમાં છેલ્લાં વર્ષમાં છે. રમણભાઈ ફર્ગ્યુસન કોલેજમાં ઈન્ટરમીડિયેટ આર્ટ્સમાં પાસ થયો છે. બેહરામશા વિલ્સન કોલેજમાં ઈન્ટરમીડિયેટ સાયન્સમાં પાસ થયો છે. કંચનરાય અને ઉત્તમરામ એલ્ફિન્સ્ટન કોલેજમાં સાથે રહે છે, ઉ૦ ઈન્ટરમાં પાસ અને કં૦ નપાસ થયો છે. ઠાકોરલાલ વડોદરા કોલેજમાં ઈન્ટર આર્ટ્સમાં છે. વિશેષ હકીકત દરેક પાત્રને લગતી પ્રત્યેક પ્રવેશના આરંભમાં તેમાંનાં પાત્રોની પૂરી યાદી આપેલી છે તેમાં નોંધેલીજ છે.

# પ્રસ્તાવના

**પાત્રો:** સૂત્રધાર અને તેની બ્હેન.

**સ્થલ:** તખ્તા ( stage ) નો આગલો ભાગ.

**સમય:** નાટકારમ્ભ પૂર્વ થોડીક મિનિટ.

( પડદો ઉપડતાં—આધુનિક ટાપટીપ પ્રમાણેનાં વસ્ત્રાભૂષણો સજેલી ન્હાની બ્હેન મંદ મંદ ઝૂલાય એવી ખુરસીમાં ઝૂલતી કંઇક વાંચે છે. પાસે ટીપાઈ ઉપર કાફીનો સરંજામ છે. અને થોડે દૂર ચોપડીઓ આદિથી ભરચક મોટા ટેબલ ઉપર કપાળે એકાગ્રતાની કરચળીવાળા સૂત્રધારની ફાઉન્ટપેન ( fountpen ) કાગળોના ચોડા ઉપર દોડી રહી છે. )

## ન્હાનીબ્હેન

( હાથમાં નાટકની ચોપડી રહી ગઇ છે ) આ મેં દૈ' જાણે કેટલાં નાટક વાંચ્યાં; કેટલાં ય ઉજાગરા વેઠી વેઠીને જોયાં; પણ મ્હને પૂરેપૂરું ગમે એવું એક પણ નાટક જોવામાં ન આવ્યું.

આ ત્હમે, મોટાભાઇ, આટઆટલું લખો છ: લોકો નિરાંતે ઊંઘે છે તે કરતાં રોજ ત્હમે વધુ વખ્ત લખવામાં ગાળો છ; આપણી ભાષાના ખાંમાં ખપો છ; વળી ગદ્ય, પદ્ય, અપદ્યાગદ્ય, ગદ્યપદ્યમ્*, અને ચવએચવ ગુડમ્ઓ —પાંચે ઉપર સરખો કાબૂ હોવાનો દાવો કરો છ; તો ત્હમે જ મકું મ્હને રુચે, વ્હાલું થઇ પડે, એવું એકાદું નાટક ન લખો ?

---

* જુવો ચોપડીને અંતે ટિપ્પણ.

## સૂત્રધાર

( ફાઉન્ટપેન મુકી દઇ વિચારમાં ડુબી પાછો વાતચિતની સપાટી ઉપર આવીને ) શેક્સપીયરનાં નાટક પણ નથી ગમતાં ?

## ન્હાનીબ્હેન

( કાફી કહાડતી ) જુવો ને મોટાભાઇ, શેક્સપીયર કે કાલિદાસ–ભવભૂતિ, કે ત્હમે પેલાં ગ્રીક અને ફ્રેંચ નાટકોના તરજુમા મ્હને બતાવેલા તે; વળી આ ત્હમારા હાલના કે ગઇ કાલના ઇબ્સન, ટોલ્સ્ટોઇ, ઝેંગ્વિલ, બર્નાર્ડ શૉ, અને બીજા; સૌમાં મ્હને એક ખાસિયત ખૂંચ્યા જ કરે છે. એમનાં સ્ત્રીપુરુષો ખાસ કરીને નાયક–નાયિકા રડયાં અતિકાયઃ એમની લાગણીઓના ધોધ જાણે કોઇ હાથી–હાથણી સુંઢમાંથી પાણીનો માર વર્ષાવી રહ્યાં છ ! હું તો કની ગુંગળાઇ બેહોશ બની જાઉં છ ! મુવાં હસવાનાં છમકલાં પણ એવાં ગંજાવર કે પાંસળાં દુઃખી જાય અને ખાંસી આવે ! વળી તેમાં સામસામા આવેશોનો અખાડો જામે અને મલ્લકુસ્તી મંડાય, ત્યારે મ્હારા જેવીને તો આંખો મીંચીને સટકી જ જવું પડે.

## સૂત્રધાર

( સસ્મિત ) ત્હારે તો તખ્તા ઉપર વ્હેંતિયાં માણુસ જોવાં જણાવ છ ! એમાં શો રસ ?

## ન્હાનીબ્હેન

ના, મોટાભાઈ, એમ વાતને ઉડાવી ન દ્યો. ત્હમારે લખવું જ પડશે. હું અને ત્હમે માણુસ જેવાં માણુસ તે કંઈ વ્હેંતિયાં ?—છટ !

નાટક એટલે શું ? સૃષ્ટિનું પ્રતિબિમ્બ, કુદરતનો ચિતાર, સારી મોટી આરસીમાં આપણું મોં સામે દેખાઇ રહે છ એવી તાદૃશ છબી. નાટકકારો આને બદલે ભૂતાવળ જેવું કે ફરેસ્તા–અપ્સરા જેવું ચિતરી મારે છ. વળી વાંચનાર અને પ્રેક્ષક કઇ ધડો લે એવી શુભ ધારણાથી કર્તા લખતો હોય, તો બા એણે માપસર ઉડાવણી જ કરવી જોઇયે.

મ્હારા ત્હમારા જેવાનાં વૃત્તિ, આશય, હારજીત, સુખદુઃખ, દુનિયામાં બની આવે છે તેવાં ચિત્ર્યાં હોય તો જ તે ઉપરથી હું અને ત્હમે બોધ ગ્રહણ કરી શકિયે ને ?

અથવા ત્હમારી માનીતી સુંદરતાની કસોટીએ વાતને કસી જુવોઃ નરી સુંદરતા. અતિકાય પાત્રોનું દરેકનું તેમ એકબીજા સાથેનું પ્રમાણ, તેમ પાત્રો સાથે બનાવોનું પ્રમાણ, કોઇ ઉસ્તાદ ગણિતશાસ્ત્રીની ચોકસાઇથી જાળવ્યું હોય, તો એવું નાટક પ્રમાણસર બને એ વાત કબૂલ; તો બી એ કઇં સુંદર કહેવાય ખરું કે ? એવાં અતિકાય પ્રાણીઓની દુનિયા એને સુંદર ભલે કહેઃ આપણી સામાન્ય સ્ત્રીપુરુષોની દુનિયામાં તો એ સુંદર નહીં, હરગીઝ નહીં. વ્હાલું લાગે, અતિ વ્હાલું લાગે, જાણે આપણું પોતીકું જ, તેને જાણે ગોદમાં લઇને ઉર્મિઓ ઉપર ઉર્મિઓ અનુભવ્યા કરિયે એનું નામ સુંદર.

( સૂત્રધાર આ લાંબાં ભાષણ દરમિયાન વિચારમાં પડયો છે કે કાફીનો પ્યાલો લીધો છે તેના સ્વાદમાં જ ગુલતાન છે, એ કઇં મુખમુદ્રા ઉપરથી કળાતું નથીઃ અભિનય કલાનો ખાં ખરો ને ! )

### ન્હાનીબ્હેન

( કાફીનો પ્યાલો પૂરો કરી ) વળી ત્હમે જ હમણાં હમણાં નથી કહેતા કે આપણે આટઆટલી મેહનત ઉઠાવી અવનવાં નાટક બ્હાર પાડિયે છિયે, પણ પ્રેક્ષકો કઇં પ્હેલાં જેટલા આકર્ષાતા નથી.

### સૂત્રધાર

તે ?

### ન્હાનીબ્હેન

જુવો સાંભળો જરા. એ ત્હમે જેને અવનવાં ગણો છો તે પ્રેક્ષકોને તો એ ભગવાન એ ને એ લાગ્યા કરે છેઃ જરા તરા ફેર. ખરી નવીનતા તો હું કહું છું તેમ, બનાવો અને સંજોગો અને પાત્રો અને ભાવ આ સમયના જ, અને ન મોટા ન ન્હાના આપણા જ મધ્યમ ઘાટના હોય, તો તેવા નાટકમાં ખરી.

સૂત્રધાર

મ્હેલ, મંદિર, કિલ્લો કે એવું કંઇ સૌ જોવાને આકર્ષાય; નર્યા મકાન જેવા મકાનમાં જોવાનું શું ?

ન્હાનીબ્હેન

એ જ ત્હમારી ભૂલ થાય છે. એક પ્રયોગ તરીકે તો હું કહું છું તેવી કુદરતની તાદશ છબી પ્રેક્ષકોને દેખાડી જુવો !

સૂત્રધાર.

( ડોકું ધુણાવતો ) ખોટ જશે હો !

ન્હાનીબ્હેન

ઓછી પીડા. હમણાં ય ક્યાં ત્હમે નફો ખાટો છો ?

સૂત્રધાર

વારુ, પણ અભિનયનું શું ?

ન્હાનીબ્હેન

અરર, શું નકામું માથું પકવો છ ! મોટાભાઇ, એક બચ્ચું બી જાણે કે બહુ મોટા કે બહુ ન્હાના કદનાં અમાનુષ પાત્રો હોય તેમના હાવભાવનો અભિનય મુશ્કેલ. માણસ જેવાં માણસ, તે તો જુવો ને આપણે જ આ વાતચિત કરિયે છ તેમ જ બોલે ચાલે. ખાસ અભિનય કશો જ નહીં તે જ એવા નાટકમાં ઉત્તમોત્તમ અભિનય. કલાનો પૂરો બ્હાર ક્યારે ? કોઇ સામાન્ય લતા ઉપર ઝુકી રહેલા પ્રફુલ્લ સુમનની માફક તે આપોઆપ ખીલી પ્રકાશી મ્હેકી રહી હોય ત્યારે જ.

સૂત્રધાર

કપડાં, પડદા, રાચરચીલું, કશો જ ખાસ ખર્ચ નહીં ?

### ન્હાનીબ્હેન

નહીં સ્તો વળી.

### સૂત્રધાર

( નિરાશાનો ડોળ કરતો ) પ્રેક્ષકોની સહાનુભૂતિ યે માફકસર જ. ન કોઇ અમુક પાત્ર જોઇને વિહ્વલ, ન ' વન્સ મોર ( once more ) ' ની ગર્જનાઓ, ન—

### ન્હાનીબ્હેન

નહીં હાલની નાટકશાળાઓની ભ્રષ્ટતા, નહીં નાગાઇ, નહીં આડમ્બર, નહીં રસરંગના ઘટ્ટ લપેડા, નહીં કૃત્રિમતા, નહીં અસમ્ભવ,—મોટાભાઇ, વિચાર વિચાર ને વિચાર જ કર્યા કરો, તે વિચારનો કશો યે છેડો હતો હશે ? એક વાર અજમાયશ તો કરી જુવો. કંઇ નહીં તો ય ત્હમે એકવીશ નાટક તો આ સાતઆઠ વર્ષમાં ઉપજાવ્યાં હશે;—તો આ બાવીશમું; અને આદિ મધ્ય અંત આખું યે નવી ઢબનું, નાન્દીથી તે ભરતવાક્ય સુધી કુદરતી.

### સૂત્રધાર

( ઉમંગમાં આવતો ) વારુ, ન્હાનીબ્હેન, ત્હને આટઆટલો આગ્રહ છે તો ત્હને પણ રાજી કરીશું.

### ન્હાનીબ્હેન

( ઉભી થઇ જઇને ) ક્યારે વળી ? હું તો અધીરી તે નથી જાણતા ? લાંબા વાયદા કરશો તે કંઇ ચાલે બાલે નહીં. હા, ત્હમે ત્હમારી વાત જાણ્યા ! ( રીસાવા જેવો છણકો કરે છે. )

### સૂત્રધાર

વા૨ુ, વારુ;—( એને ગાલે જરા અડકયા જેવું કરી ) જો, ન્હાનીબ્હેન, તું અધીરી અને પાછી ટીકાખોર, તેથી જ ત્હારાથી કેટલીક બાબત છાની રાખવી પડે છે; બાકી તું કહે છે એવું જ નાટક લખાઇ તૈયાર થઇ ગયું છે, અને ભજવીશું પણ.

નહાનીબ્હેન

શું સાચ્ચું ? ક્યારે ક્યારે મોટાભાઇ—કહો ને !

સૂત્રધાર

જો, ચાલ, આ ( ચપટી વગાડતો ) પડદો ઉપડે !

[ જાય છે.



# મંગલાચરણ

( નટ-ચમૂનો ગવૈયો પૂરા લિબાસમાં વાયોલિન સાથે છેક આગળ આવી મધ્યમાં ઉભો ઉભો )

( પદ )×

સાવધ, મનવા !-વામ પ્રલોભનથી.
સાવધ, મનવા !-બિષય દશન બિખથી.

બચપન ગમતરમતશ્રીભૂતથી
વય કિશોર ફુટતીઃ સા૦

કનક-બરન કળી બિકસત બિકસત
મધુ સૌરભ સજતીઃ સા૦

ફુલફલબીજ પિકત કછુ આલા
કછુ બનસત બિગરીઃ સા૦

---

× જુવો ચોપડીને અંતે ટિપ્પણ.

# પ્રવેશ ૧ લો

## પાછલા પ્હોરની ચાહ: ભાઇબ્હેનની મસ્લહત.

**સ્થલ:** પાવનની નદીને કાંઠે અસલનેરના દેસાઇ પોળ નામે મ્હોલ્લામાં રા. રા. લક્ષ્મીરામ રાજર્ષિના મકાનમાં ભોંયતળિયે ચોકની પરસાળ.

**સમય:** બપોર પછી આશરે ચાર; જૂન માસના મધ્ય ભાગમાં,–ચોમાસાનો પ્હેલો વર્ષાદ પણ હજી પડયો નથી એવા વર્ષમાં.

### પાત્રો

ગં. સ્વ. **ધનકોર,** લક્ષ્મીરામનાં માતુઃશ્રી;

સૌ. **લક્ષ્મી,** લ૦નાં વહુ;

સૌ. **ઇલાવતી,** રા. રા. **મણિલાલ** વૈશ્વામિત્ર ઉર્ફે મણિભાઇ સાહેબનાં વહુ, ધનકોર ડોશીની બ્હેનની પુત્રી; પાછળથી

**દોલતરાય,** લક્ષ્મીરામ–લક્ષ્મીનો હાઇસ્કૂલના ૭ મા ધોરણમાં હમણાં જ ચ્હડેલો પંદર-સોળ વર્ષનો પુત્ર, અને

**પદ્મા,** એની તેર વર્ષની બ્હેન.

### લક્ષ્મી

(ઇ૦ને આવતી જોઇ) આવો આવો, મોટી બેન, તમે તો કની હવે વરસમાં એક વાર પણ પોતાના વતનને પાવન કરતાં નથી. બહુ, પાવનીનાં દરસનની યે ઇચ્છા થતી નથી? નવસારીથી ક્યારે આવ્યાં?

( ધ૦ ડાબી ભીંતે વચ્ચે પીઠવાળા બાજઠ ઉપર ઊનનો ચાકળો નાખીને ગૌમુખીમાં હાથ રાખી માળા ફેરવતાં બેઠાં છે, તેમની પાસે એવા જ ચાકળો ઇ૦ને બેસવા મુકી આપે છે. )

## ધનકોર

( બ્હેરી હોવાથી મોટેથી જ બોલતી ) કોણ, મારી ભાણી કે ? આ ફેરે તો બહુ દહાડે જણાઇ. સારી છે ? છોકરાંછૈયાં, મણિભાઇ, સૌ ખુશી તો ખરાં ?

## ઇલાવતી

( ધ૦ ને પગે લાગીને બેસતી ) હા, માશીબા, અમે છોકરાં આજ સ્હવારે જ આવ્યાં. આ વખત તો ચાતુર્માસ અહીં જ રહેવાની છું, ને રોજ ત્હમારો આશીર્વાદ લેવા એક ફેરો તો આવીશ જ. ત્હમે સૌ સારાં છો ? લક્ષ્મીભાભી, દોલતભાઇ તો નિશાળે હશે ?

## લક્ષ્મી

( ચાહને સારુ પરસાળને ડાબે ખૂણે સંચો સળગાવતી ) ઈસ્કોલમાં તો હજી રજા ચાલે છે, પણ એનો એક બ્રા'મણ ભાઇબંધ છે તેની જોડે રોજ જમ્યો કે વાંચવાલખવા જાય છે. તેનું ઘર છે ઓવારા ઉપર, એટલે બપોરે યે ઉકળાટ ઓછો. હવે આવતો હસે. રમણભાઇ આવ્યા છે ને ? સું ભણે છે ? હા, હા, એ તો કોલેજની બીજી પરીકસામાં પાસ થયા; લત કહેતે 'તો; પરમ દા'ડે જ બધાં આપણી નાતનાં નામ મને છાપામાંથી સંભળાવ્યાં. માણેક સરદેસાણનો કંચન એમનાથી મોટો તે નપાસ થયો ને એ બહુ ઉંચે નંબરે પાસ થયા.

એ તો હજી ય આગળ ભણવાના હસે સ્તો. હાલના ભણતરથી યે તોબા. વરસોનાં વરસ પાર જ ન આવે, ને પાછાં ખરચાળ. આગળ છોકરાઓ કાસી જતા હસે, તેમને યે મહિને ને મહિને આટઆટલા રૂપિયા મોકલવાના નહીં, બા.

### દોલત

( આવતાં આવતાં ) કોણ ઇલાબા ? હું ત્હમારે ત્યાં થઇને આવ્યો. હાશ, હવે ત્હમે મ્હારી વકીલાત બાપા પાસે કરજો. રમણ કહેતો હતો એ તો ચાર દિવસમાં પાછો કોલેજ જશે, પણ ત્હમે સૌ રહેવાનાં છો. અને વચ્ચે વચ્ચે ફુવાજી પણ આવ્યા કરવાના છે.

( પરસાળમાં જમણી બાજુએ વચ્ચે [ R. C. ] એક પાછળ એક બે શીકાં લટકે છે તે પાછળ સામી ભીંતે ખીંટીઓ છે તે ઉપર કોટ ટોપી મુકીને ઈ૦ પાસે લપાઇને બેસે છે; જરા વારમાં આડો થઇ તેના ખોળામાં માથું મુકે છે [ પગ ચોક તરફ, જમણી કોણી ભોંય પર ] અને તેના મોં સામે જોયા કરે છે. ઈ૦ તેને માથે હાથ ફેરવે છે. )

### ઇલાવતી

આંવ બેટા, તું તો હવે મોટો થઇ ગયો,—રમણથી કેટલાક ઊંચા થવું છે ? મૂછો ય ફૂટવા માંડીને શું ? શેની વકીલાત કરાવવી છે ?

### લક્ષ્મી

એ તો અમથો. રોજ રમણભાઇને લાંબા લાંબા કાગળ ચિતરે છે અને એમના જવાબ આવે છે, તે તમે તો બધું ય જાણતાં હસો.

### દોલત

બા, કાગળોમાં અમારું ભણવાનું અમે એક બીજાને લખ્યા કરિયે તે ખુટે જ નહીં. કોઇ વાર નિબંધ તો કોઇ વાર ભાષણ, કોઇ વાર સંવાદ કોઇ વાર કવિતા, તો કોઇ વાર નિશાળની કે માસ્તરની કે કોઇ ચોપડીની ટીકા—એવું એવું. ત્હમને ઇંગ્રેજી કાગળની અદેખાઇ એટલે વ્હેમ આવે, પણ આપણા ઘરની ખાનગી જેવી વાત ત્હમને વગર પૂછ્યે તે હું કદાપિ લખું ?

### ઇલાવતી

એવું શું છે જે ?

### લક્ષ્મી

અરે એ તો અમથો. હમણાં જરા ભાઇ ભાસણ કરવા તરફ વળ્યા છ, તે ઘરમાં વાતચિતમાં યે લાંબાં ટાહેલાં કરે છે. એ જાણે હું કેવો હોંસિયાર, પણ કોઇ આવ્યું ગયું સાંભળે તે તો મનમાં હસે અને વળી કીંમત કરે કે ભાઇ તો વાયલ દેખું.

### દોલત

( ઉભો થઇ ) જુવો, ફઇબા, ભાષણ તો બાએ કર્યું અને ત્હમારો સવાલ કેવો આબાદ ઉડાવી દીધો. બા, ત્હમે વકીલાતની સનદ મેળવો કની તો કોર્ટમાં ભલભલા વકીલ–બારિસ્ટરને પણ હંફાવો.

### લક્ષ્મી

વારુ, ભાઇ, હવેની છોકરીઓએ ઘરસંસાર મંડાવાનો નહીં તે વકીલ બારિસ્ટર જ થસે કની; નહીં તો બાવીઓ થઇને જગત આખાને બોધ કરવા નીકલસે જે છોકરાં આમ ઉછેરો ને આમ કેળવો, અને ઘરસંસાર આમ આમ ચલાવો ને સુધારો.

### ધનકોર

ડીકા, તું જારે તારે તારી બાની મજાક કર્યાં કરે તે ઠીક નહીં. મેં તને કેટલી વાર કહ્યું હસે. પણ હાલનો જમાનો જ કંઇ ઓર તરેહનો થઇ ગયો છ.

### દોલત

ના, દાદીમા; બા મ્હને જેટલી વાર ઘરમાં હોઉં તેટલો બધો ય વખત ટોકયા કરે તેનો શો રસ્તો તે ત્હમે જ કહો વારુ, એમની કે કોઇ વડીલની સામે તો મ્હારે કદાપિ બોલવું નહીં; એટલે પછી સહજ ટોળ કરી એમને હસાવીને જ એમનો ગુસ્સો ગળી જાય એમ કરવું પડે.

### ઇલાવતી

ઓહો, દોલતરાય, ત્હમે તો ઉંડા દેખું. પણ ત્હમારે મ્હારી પાસે શી વકીલાત કરાવવી છે તે હજી ક્યારે કહેશો?

### લક્ષ્મી

એમાં સું કહેવાનું હતું? લ્યો ને હું જ કહું. મારે જેવો આ દોલત તેવો જ તમારે રમણભાઇ છે અને મારી પદ્મા છે તેવી જ તમારે શ્રીમતી છે. પણ હૈવે તમારીઅમારી સ્થિતિમાં એ મોટા ફેર રાખ્યા છે તે સા માટે તે ઇશ્વર જાણે. બળ્યો એને ત્યાં યે અન્યા' જ, કે અમારી કમાણી ઓછી તો અમારે ત્રણ માતાઓના પથરા પડ્યા છ, ને તમારી સ્થિતિ સારી એટલું જ નહીં પણ તમારે ત્રણ છોકરા, એટલે ત્રણ મોટી બબ્બે ત્રણ ત્રણ હજારની હુંડીઓ, અને છોકરી તો એક જ શ્રીમતી.

### ધનકોર

બળ્યું લખમી, વળી કહેસો કહે છ પણ તમે તમારાં જ છોકરાંને ટોકો, મારી ભાણીની સારી સ્થિતિને ને એના છોકરાઓને ટોકો, વળી અધૂરામાં પૂરું ઇશ્વરને ય ભાંડો, પછી આપણું તે કિદા'ડે ઊંચું આવે વારુ!

( લ૦ મોં મચકોડે છે, દો૦ ઉઠતોક ને તેનું મોં ઝાલે છે.

લ૦–જા વળી ખબરદાર!

એમ તેને તરછોડી કહાડે છે, એટલે )

### દોલત

( ખડખડ હસતો ) ના, દાદીમા, આ છોને ટોકે, જેમ ટોકશે તેમ અમે સૌ મામાફોઇનાં ભાંડુ વધતાં જ જઇશું ને!

## ઈલાવતી

મ્હનેય, માશીબા, જરા યે વ્હેમ નથી, છો ને બોલે; બટકબોલાં માણુસ તો સારાં; ભોળાં હોય. પણ એમાં દોલતને વકીલાત શી કરાવવી છે તે તો હજી યે હું કંઇ સમજી નહીં.

(પદ્મા બ્હારથી આવે છે એટલે દો૦ અને એ જોડે પરસાળને જમણે છેડે ભીંત છે તેની વચમાં એક નાળી ગલીમાં પડે છે, તેના ઓસારમાં બેસે છે, અને ધીમી ધીમી-મોટાં ન સાંભળે એમ-વાતો કરે છે. ડાબી બાજુએ બેઠેલાં પાત્રોની વાતચિત ચાલુ જ છે.)

લ૦- અરે એમાં સું કહેવાનું હતું ને વળી કહ્યેથી યે સું ફલ ? પાંચના પચ્ચીસ કરી આપવાની કોઇમાં ય સક્તિ હોય તો કહ્યું લેખાસર.

ધ૦- ભાણીબ્હેન, સંસારીઓને બીજી સી વાત હોય ? પદ્માનો કન્યાકાળ થઇ ગયો છે તેને હવે ઠેકાણે પાડવી જોઇયે કની એ જ વાત, ને એ જ વિગત, બીજી કસી યે નહીં.

ઇ૦- પદ્માનો લગ્નકાળ થયો છે તો શ્રીને ક્યાં નથી થયો ? ઉલટી શ્રી તો ૭ મહિના મોટી હશે અને પદ્માથી ઊંચી અને ભરાઉ પણ છે.

લ૦- તમને તો, મોટીબ્હેન, વળી કહેસો બોલે છે, પણ મોંમાગ્યો વર મલે. એકને એક

દો૦- પમ્મીબા, ક્યાંથી આવે છે ?

પ૦- લીલુને ત્યાંથી.

દો૦- તેમાં આંખો રડેલી કેમ ? એને કેમ છે ?

પ૦- મોટાભાઇ, વાત જ ન કરશો. બિચારીને પાંચ દિવસથી ત્હાડિયો તાવ આવે છે.

દો૦- તે તો ખબર છે. પણ તેમાં તું આજ આટલી બધી ગળગળી કેમ થઇ ગઇ ?

પ૦- મેં તો આજે જ જાણ્યું કે બિચારીની કોઇ દવા યે કરતું નથી.

દો૦- હેં, એમ કેમ ?

પ૦- અળખામણી તેથી.

દો૦- સગી માને પ્હેલી છોકરી ને વળી ગામ આખાને વ્હાલી લાગે એવી, તે અળખામણી હોય જ નહીં.

છોકરી તે તમારે તો જાણે એ ચોથો છોકરો જ, ને વળી તમારું ઘર તો ત્રણચાર પ્હેડીથી ભરેલું. બાપથી બેટા સવાયા જ થયા, તે ભરેલામાં ભરાતું જ ગયું. મણિભાઇ સાહેબને હવે કેટલો પગાર હસે–બારસો કે પંદરસો ? વસંતપંચમી ઉપર કાગળ તો આવ્યો'તો, ને અમે સેવ પણ ઓસાવી'તી, પણ હું તો, મોટી-બેન, આ છોકરીઓની દુગ્ધામાં કની પાછી ભૂલી યે ગઇ.

•

ધ૦– હોય બ્હેન, પણ પદ્માનો વર જોવાનો એમાં દૌલતને શી ફરિયાદ કરવાની હોય ?

ચં૦– ઇલા, તું બેન પરદેસ રહી રહી સંસાર–જંજાળથી છેક અજાણી થઇ ગઇ. આપણી નાતની ચારે સેરીમાં તો નાનું-મોટું સૌ આપોઆપ જાણે, જે પદ્માને પરણાવવાનો ખરચ ને દૌલતને ભણાવવાનો ખરચ બે ય અમારાથી કંઇ સાથેલાગા ઉપડે ?

ધ૦– તેથી ?

પ૦– સગી મા યે સગી નથી, સગો બાપે સગો નથી,–

દૌ૦– સગો ભાઇ યે સગો નથી,—

પ૦– નથી સ્તો વળી ! પણ એ તો કની હવે થોડા જ દિવસમાં જણાઇ રહેશે, હા બા.

દૌ૦– એમ મ્હેણાં ન માર. હું યે કહું છું જણાઇ રહેશે. પણ ત્હારી વાત આગળ ચલાવ.

પ૦– શી ચલાવવી'તી ? દીકરીની માટી તે અળખામણી નહીં તો બીજું શું ?

દૌ૦– એટલે ?

પ૦– એટલે શું ? મ્હને આગળ ભણાવવાને પૈસા નથી તો લીલુને તાવ મટાડવાને દવાના યે પૈસા નથી.

દૌ૦– આગળ ભણાવવાને પૈસા તો મ્હારે માટે નથી કેમ જે પૈસા ત્હને પરણાવવાને જોઇયે. પણ ત્હાડિયા તાવની દવા તો રોજની એક પૈસાની, તે એક એક પૈસો પણ નથી ?

પ૦– હેં મોટાભાઇ, એક જ પૈસાની ?

દૌ૦– હા, પમ્મી, એક એક પૈસાનું કિવનાઇન ટપાલ ઑફિસથી લઇ ચાર દિવસ લીલુને ફકાડીશ કે એનો તાવ ઉતરી જશે.

૯– બળ્યું મોટીબેન, તમને તો જરી યે જરી કહેવું પડે. તેથી, તેથી, શું કર્યા કરો છો? છોકરીને કંઇ કુંવારી રખાય ?

ઈ૦– (લ૦ ના ગુસ્સાથી ઉલટી વધારે નરમ બનીને) ના, બ્હેન. પણ દોલતને ભણાવ્યા વગર પણ ચાલે ?

લ૦– હાસ્તો વળી ! એની મેળે ચલાવી લેવું પડે. મ્હોર મા-ટ્રીકુટમાં પાસ ઉતરે કે વળગે નોકરીએ. હવ કંઇ નાનો હસે ? પોણોસોનો પગાર, કદ્દા ધરીસ, આવાં દુકાળ-મોંઘારતનાં વરસ, ને ત્રણ ત્રણ દુગ્ધાઓને સાંધવાની. એક માંડવો ઉકલે ત્યાં તો બીજો તૈયાર જ ! શું કરિયે, મોટીબેન ? કોલેજોના મોટા ખરચ મોટા લોકને પરવડે. જેવાં સૌનાં નસીબ. નોકરીએ ચ્હડી જે વીસપચ્ચીસનો પગાર લાવે તે ખરો. છોકરો હોંસિયાર છે ને નસીબ પાધરાં હસે તો આગળ ઉપર એની મેળે વધસેસ્તો. વીસપચ્ચીસમાં કંઇ જન્મારો પડી રહેવાનો હતો ? (આ ભાષણ દરમિયાન ચાહ નાખી કિટલી ઉતારે છે, સંચે દૂધ મુકે છે, તે થઇ જતાં કિટલીમાં જ નાખે છે, હલાવીને ચાહ પ્યાલાઓમાં કહાડે છે અને ઉઠી એક પ્યાલો ડોશીને આપી બીજો ઈ૦ ને આપતી) લ્યો, મોટી બેન; આ ચાહ પીઓ.

પ૦– ત્યારે એ તો હું યે કરી શકું. પણ એટલી ય [illegible] મને કોઇને ખબર નહીં હોય ?

દો૦– ખરીસ્તો. માટે જ મ્હને નવાઇ લાગે છે ને સમઝાતું નથી. લીલુ પોતે શું કહે છે ?

પ૦– એ તો મ્હારા શિવાય કોઇ જોડે બોલતી જ નથી; ને મ્હારી પાસે યે એક જ બોલ બોલ્યા કરે છે.

દો૦– શો ?

પ૦– ઈશ્વર મ્હને મોત આપે તો છૂટું, મ્હારે જીવવું નથી; મ્હારાં વ્હાલાં માબાપને માથે આટલો બધો બોજ નાખવાને આ નાતમાં તે હું ક્યાંથી અવતરી, એવું એવું જ બોલ્યા કરે છે.

દો૦– (સ્વગત) બાર–તેર વરસની કુમળી વયથી આવો સંતાપ,– એ છોડ તે શી રીતે ખીલે ? (ક્ષણ વિચારમાં પડી જાય છે-)

( જાળી આગળ આવી પ્યાલો દો૦ને આપતાં પ૦ને ધીમેથી )

### લક્ષ્મી

અહીં પૂમડી, ઇલાબા બેઠાં છે તેમને બોલાવતી ય નથી ? વાહ !

( મોટેથી ) દોલત, તને ભૂખ લાગી હોય તો પેલું સીંકે ગરમું લટકે, બંને જોઇતું લેજો.

### ઇલાવતી

( સ્વગત ) ઠીક, હવે સમઝાયું. ( ચાહ પીતી પીતી મોટેથી ) દોલત-ભાઇ પમ્મીબા જોડે શી ગોઠડીમાં પડ્યા છો ? પદ્મા, બ્હેન, કેમ તું તો મ્હને ભૂલી જ ગઇ ?

( દો૦ પ૦ ઉઠીને પાસે આવે છે. )

### લક્ષ્મી

પમ્મી, તારી ચાહ કિટલીમાં છે તે કહાડી લે, હું બાનું પાન કરું.

( લક્ષ્મી ઝટ ચાહ પી લઈ ઘ૦ ને સારુ પાન કરવા અને પાનસોપારી તમાકુ છુંદવાને પિત્તળનાં ખાયણી પરાય લાવવા જાય છે. )

### પદ્મા

ના, ઇલાબા, ભૂલી તે કેમ જાઉં પણ બ્હારથી આવી તે મ્હારા મનમાં કે જરા મોં ધોઇ આવીને ત્હમારી પાસે આવું, પણ મોટાભાઇને બ્હેન બહુ વ્હાલી છે તે છૂટી જ પડવા નથી દેતા-

### દોલત

( ધીમેથી ) અહો, પમ્મી, દ્વિ–અર્થી વાંકાં વેણ–હસવું ને રડવું બંને કે ?

ઇલાવતી

( બરાબર નિહાળીને ધીમેથી ) હા, પન્ના, ત્હારી આંખ રડેલા જેવી છે ખરી,—જા, મોં ધોઇ આવ, ને પછી આવ, ચાહ પી.

( પ૦ ચોકને જમણે છેડે ભીંતે મધ્યમાં નળ છે ત્યાં મોં ધોવા જાય છે. )

ઈલાવતી

( ધીમેથી ) દોલતભાઇ, દ્વિ–અર્થી કેમ ?

દોલત

( ધીમેથી ) છૂટી થવા નથી દેતા એટલે પરણવામાં નડતર રૂપ છો–સમઝયાં ?

ઇલાવતી

( ધીમેથી ) અને વ્હાલી એટલે અળખામણી–ઓત્તમારું ભલું થાય ! હવે સમજી, રજે રજ સમજી. ત્હારે શી વકીલાત કરાવવી છે તે પણ સમજી.

( લક્ષ્મી પાછી આવે છે એટલે )

ઈલાવતી

વારુ, દોલત, વ્હાલાભાઇને રાતે ઘેર મોકલીશ ?–પરવારીને આવે.

દોલત

જરૂર કહીશ; બાપા એમની મેળે જ આવશે. ( ધીમેથી ) ઇલાબા, હું ય જોડે આવું કની ?

ઇલાવતી

( ધીમેથી ) ના, બેટા, ત્હારી જરૂર નથી. ( ઉઠે છે. )

દોલત

(છેક પાસે જઈને) જોજો, હો !

ઈલાવતી

વારુ, વારુ, જરા વિશ્વાસ રાખ; ને જરા ધીરો પડતાં યે શીખ, બેટા. એકબે રાતમાં કે એકબે માસમાં પણ શું વહી જવાનું હતું ? મેટ્રિક થા ત્યાંસુધીની તો નિરાંત છે ને ?—આગે આગે ગોરખ જાગે.

(મોટેથી) માશીબા, ભાભી, હું જાઉં છું. (પ૦ મેં ધોઇ આવી કિટલી તરફ જાય છે તેને) પદ્મીબા, તું ઘેર ક્યારે આવીશ ? રમણ વચ્ચે પરીક્ષા પછી અહીં આવ્યો'તો કની, ત્યારનો ત્હારા હાથના સાતપડા બહુ જ વખાણે છે. ચાલ ને, બ્હેન, મ્હારી જોડે જ.

પદ્મા

બા, હું જાઉં ?

ધનકોર

હા, બેન, એમાં વળી પૂછવું હોય ?

પદ્મા

(દો૦ ને કંઇ કહેવું છે એમ ચેતી જઇ) ઇલાબા, ત્હમે જતાં થાવ એટલે હું આવી પ્હોંચું છું. (સારું લુગડું પ્હેરવા અંદરના ઓરડામાં જાય છે તેને)

લક્ષ્મી

પાછી ક્યારે આવીશ ?

### ઇલાવતી

વ્હાલાભાઇ ત્યાં આવશે તો એમની જોડે, નહીં તો ઘાટણની જોડે મોકલીશ. જમી પરવારીને આવશે.

( ઇ૦ જવા નીકળે છે. )

### ધનકોર

ભાણી, આવજે !

### લક્ષ્મી

મોટીબેન, આવજો !

### ઈલાવતી

વારુ, માશીબા, વારુ, ભાભી. ત્હમે પણ, ભાભી, દર્શને જતાં-આવતાં આવશો.

( બ્હાર નીકળતાં સ્વગત ) અહહહ ! અસલનેરમાં પગ મુકતાં જ આ શી વાતો સાંભળું છું ? એક ને એક છોકરાને પૂરું ભણાવી શકાશે નહીં, ને એ છોકરો પણ કેવો ? સાત પ્હેડીને તારે, કદાચ દેશને પણ ઉજાળે એવો. રમણ ઉપરના કાગળોમાં કોઇ કોઇવાર એની બાલક કલમ પણ કેવી લ્હેરે ચ્હડી જાય છે જે !...

એમને બોલાવું ? ના, ના, એમના વ્યવસાયમાં ઘર તરફનો લેશ પણ ઉમેરો ન થવા દેવાનો નિશ્ચય આટલાં વર્ષ પાળી શકી છું તો હજી યે પાળવો જ છે. અને જોઉં તો ખરી લક્ષ્મીરામના પોતાના વિચાર શા છે. સાધનહીન તે મતિહીન કે મતિહીન તે સાધનહીન ? હરિ ! હરિ !

[ જાય છે.

(લ૦ દર્શને જવા સારુ ચોટલોચાંલ્લો સમારવામાં પડે છે. ધ૦ ૫્હેરી આવીને ચાહ પીવા માંડે છે. )

દોલત

પમ્મી, ઇલાબાને તું બહુ વ્હાલી તે ત્હને તુરત છૂટી કરી આપશે.

પદ્મા

( ચાહનો એક ઘૂંટડો પીને ) ઇલાબાની તો જોડ જ નથીઃ—

દોલત

રૂપમાં,

પદ્મા

( બીજો પીને ) હેતમાં,

દોલત

ચતુરાઇમાં.

પદ્મા

( ત્રીજો પીને ) સુખમાં,

દોલત

ઉદારતામાં,—

પદ્મા

પ્યાલો ખાલી કરતી ) હં, તે ત્હમને ભણવાનો ખર્ચ એ આપશે; હવે હું સમઝી.

દોલત

તું સમઝી તે ધૂળ ! કોઇનો આપેલો ખર્ચ હું લેવાનો જ નહીં ને !

પદ્મા

( ચાળા પાડતી ) હું કોણ દોલતરાય ! રાયજી સાહેબ બહાદુર !

દોલત

જા, જા, હજી છેક બાળક નહીં તો ! પાંચ મિનિટ ઉપર તો આંખમાંથી આંસુ પડવાં જ બાકી હતાં, અને હવે પાછી જાણે આનંદ માતો નથી. સીધી વાત કર.

પદ્મા

લ્યો, શી વાત કરતી છ ? ક્વિનાઇનની ?

દોલત

એ યે ખરી રતો; ભૂલતી નહીં. હમણાં હું લઇ આવું છું તે અત્યારે જ પ્હેલી પડીકી જીભ ઉપર મુકાવી દેજે અને તાવ પૂરેપૂરો જાય ત્યાં સુધી રોજ આ વખ્ત આપ્યા કરજે.

પદ્મા

આનાકાની કરશે તો મોટાભાઇએ ખાસ આણી છે એમ કહીશ, કહું કની ?

દોલત

વળી ચસ્કી ! હું ત્હને મોટોભાઇ. પણ એને હું કોણ ! મ્હને એ કોણ ? એક મઝાની ચંચળ છોકરી, ત્હારા જેવી, ને તું તો મ્હારી વ્હાલી બ્હેન. તું જાણે છે ?–શું જાણે ?–હજી છેક બાળક......સમઝ, પમ્મી, સુખી લગ્ન એટલે–છોકરીઓનું આખું જીવન, છોકરીઓને ઘર એટલે સર્વસ્વ: પણ છોકરાઓની વાત જુદી છે. અને મ્હને તો તું જાણે છે જ કે હજી વર્ષો સુધી લગ્નનો વિચાર જ નથી. હું લગ્ન કરવાનો વિચાર કરીશ તે પ્હેલાં તો લીલુ અને બીજી ઘણી યે ક્યારની પરણી ગઇ હશે.

આ તો એ બિચારીનું તું કહે છે કોઇ નથી અને એનો તાવ આપણાથી યે જરા જેટલી તસ્દીએ ઉતારી શકાય એમ છે, તો એટલી એની કે કોઈની સેવા કેમ ન કરવી?

વારુ, જો મૂલ વાત ઉપર આવિયે. તું ઈલાબાને ત્યાં જવાની.

પદ્મા

હા.

દોલત

બાપા ત્યાં આવવાના.

પદ્મા

હા, તે એમ કહું—

દોલત

સાંભળ, સાંભળ હવે. ઇલાબા કહેવાનાં જ કે હું મદદ કરીશ, પણ દોલતને ભણાવો, અને પદ્માને પરણાવો, બંને કરો.

પદ્મા

ત્યારે મ્હારે શું કહેવું?

દોલત

કે ભાઇ ત્હમારી મદદ નહીં લે.

પદ્મા

(આનંદમાં આવી) તો ઇલાબા બાપાને એમ કહેશે કે પદ્માને પરણાવવામાં હું મદદ કરીશ, અને ત્હમે ત્હમારે દોલતને પૂરું ભણાવો?

દોલત

ના, એમ કહેવાનાં હત તો ત્હને ત્યાં ન બોલાવત, મ્હને બોલાવત. વળી મદદ વડે દીધેલાં કન્યાદાનનું પુણ્ય કોને ?

પદ્મા

પણ તો તો કંઇયે સુઝ પડે એવું નથી. મ્હને મદદ કરાય નહીં ને ત્હમને ખપે નહીં; અને બાપાથી બંને થાય એમ છે નહીં.

દોલત

મ્હને મદદ ખપે નહીં એટલે કે ભેટ ખપે નહીં. ફોઇફુવાજીને મન હું રમણ જેવો જ એટલે એ તો આપવા ઇચ્છે, પણ આગળ ઉપર કોઇ કાળે રમણ અને એના ભાંઇઓ કે એમની વહુઓમાંથી કોઇ આપણને મ્હેણું મારે,—

પદ્મા

એ બી ખરું.—તે એટલું ત્હમારાથી ન ખમાય ? મોટી બાબત સાધવાને માટે એટલી ન્હાની વાત ના સંખાય ?

દોલત

પદ્મી, તું છોકરી છે તે એમ બોલે છે. પણ મરદની મરદાની શેમાં ? સ્વાશ્રયી રહેવામાંજ. ઇલાબાના પણ ઓશિયાળાં શા માટે થવું ? મ્હારે ભેટ નથી લેવી. પણ ઉછીના આપે—ફુવાજી આપે અને બાપા લેવા દે તો લેવા છે, અને એ કર્જ કમાઇને પાછું વાળી દેવું છે. અને તે પણ ફોઇ-ફુવાજીનું જ, બીજા કોઇનું ય નહીં. કર્જે લેવામાં પણ સો મણનું સપાડું અડડે છે જ. પરંતુ આપણી સરજત ગરીબીમાં થઇ એટલે એટલું ઓશિ-યાળાપણું શરુવાતમાં સાંખવું પડે.

પદ્મા

પણ, મોટાભાઇ, કમાવાનું યે તે કયાં આગળ કરી મુકયું છે? સામે બારણે કુબેરભાઇ એલએલ. બી. થઇ ગયા છે તોય કમાતા નથી.

દોલત

મ્હને કમાતાં વાર નહીં લાગે. હમણાંથી જ મ્હારે લેવો હોય તો પગાર મળે એમ છે. તું મારા વર્ગમાં શીરીનબાઇ છે તેને તો ઓળખે છ ને? એના બાવા લવજી દારુ નિશાળના એક માસ્તરને એને ભણાવવા માટે રૂા. પચ્ચીશ આપે છે; એ માસ્તર શીરીનબાઇને ફાવતો નથી. એ તો મ્હને પ્હોરની કહે છે, 'બાવાને કહી ત્હમને પગાર અપાવું,' કેમકે તેં નિશાળ છોડી તે પ્હેલાં જેમ, તેમ હજી એ રોજ કલાકની રજામાં મ્હારી પાસે કઇંને કઇં શીખે છે. અને આ રજામાંયે દર સનિવારે મ્હારે એને એક કલાક તો આપવાનો ખરો જ.—પણ હમણાં તો મ્હારે પગાર જોઇતો જ નથી. હું પ્હોર મેટ્રિક થઇશ, બીજે વર્ષે પ્રીવિયસ થઇશ, અને ત્યારથી જ આગળ ભણતો જઇશ તેની સાથેસાથે કઇંક કમાતો પણ જઇશ.

પદ્મા

વારુ, એ પ્રમાણે કહીશ. ઇલાબા મ્હારા વીરાનું વીરત્વ જોઇને રાજીરાજી થઇ જશે.

દોલત

ચુપ! આપણે ભાઇબ્હેન એકબીજાને વખાણિયે તેનો સ્વાદ એટલો જ કે કોઇ સાંભળે તો તે આપણને હસે. ને હજી વખાણવા જેવું છે બી શું? તું વીશબાવીશની થઇશ કની ત્યારે હું ત્હારી ખૂબસુરતી અને કોમલતા અને મધુરતા વખાણીશ, અને હું-હું ચોવીશછવીશનો થાઉં ત્યાં મ્હારો બાંધો, મ્હારાં ઇનામો, પદવીઓ, વગેરે વખાણજે, ત્હને છૂટ છે.

નીવડયે વખાણ.—લે, પમ્મી, હવે હું જાઉંશ, પણ ક્રિકેટનું બેટ લેવું ભૂલી જાઉં છું, તે પાછો લેવા આવીશ; લક્ષ્મીને તૈયાર રાખજે.

પદ્મા

એટલે ?–હા, હા, હું ભૂલી ગઇ,–કિવનાઇન !

( દો૦ જાય છે. પ૦ ચાહના પ્યાલારકાબી એકઠા કરી ચોકમાં નળ નીચે ધોવા માંડે છે. )

લક્ષ્મી

( તૈયાર થઈ આવીને ) પમ્મી, વ્હેલી થા, જોડે જ નિકળિયે.

( ધ૦ને ) બા, બારણું ખખડે તેની સુરત રાખજો. હમણાં છોકરીઓ નિસાળેથી આવસે. હું દરસને જાઉં છું.

પદ્મા

( દો૦ આવે ત્યાંલગી રોકાવાને ) બા કિટલીમાં ચાહ જુવો તો ? ઓછી હશે તો કમુન્હાની પીશે શું ?

લક્ષ્મી

હા, હું વધારે મુકતાં ભૂલી ગઇ. તું સંચો ચેતાવી એમના જેટલી કરી લે, ને એમને પાઇને પછી જજે. હું જાઉં છું.

(પડદો પડે છે)

* * ઉપર ઇલાવતીનું 'બ્હાર નીકળતા સ્વગત' ભાષણ આવે છે, ત્યાં આગળ જરૂર જણાય તો પડદો ક્ષણ પડે, અને ઈ૦ જતાં પાછો ઉપડે.

આગળ પણ આ પ્રમાણે ક્વચિત્ તખ્તાની ગોઠવણીની કઇ–પ્રથમ દર્શને–મુશ્કેલી જેવું લાગે, તો તેનો, લગીર વિચાર કરતાં, ઘટતો નિકાલ તુરત જડી આવશે. નાટકને ભજવવાની જરૂરિયાતોને આદિથી અંત સુધી પૂરેપૂરી લક્ષમાં રાખીને જ દરેક પ્રવેશ રચવામાં આવ્યો છે.

બેશક, ભજવવાની તૈયારીઓ કરતાં નટ નટીઓને અને સૂત્રધારને ઘણી ન્હાનીમોટી વિગતો જાતે નક્કી કરી લેવાની ફરજ પડશે. એ વિશેનાં સૂચન-સૂત્રધાર આદિને એવી બાબતોમાં પૂરતી છૂટ જોઈયે જ, અને આને માત્ર ચોપડી તરીકે વાંચનારને એવા વારંવાર નિર્દેશોથી અને વિકલ્પપ્રધાન ખુલાસાઓથી કંટાળો જ આવે, માટે-અહીં કોઇક મહત્ત્વને સ્થળે જ કરેલાં છે.

પ્રવેશ ૫મા,૮મા, અને ૧૧ માને માટે મકાનોનાં જે વર્ણન લખ્યાં છે તે બનાવો, પાત્રોની આવજા, આદિ વાંચનારને ઝટ સમજાય તે માટે છે; તખ્તા ઉપર એ વર્ણનોમાંથી-જેમ અન્ય સ્થલે તેમ અહીં પણ-જેટલું આવશ્યક તેટલું જ દેખાડવાનું છે.



# પ્રવેશ ૨ જો

સાંઝના દેવદર્શન : માણેક સરદેસાણનાં પરાક્રમ

સ્થલ: પાવની કાંઠે અનંગનાથ મહાદેવનાં દર્શન કરીને પાછી ફરેલી બ્હેનપણીઓ મોટા રસ્તા ઉપર.

સમય: પ્રવેશ ૧ લા પછી તુરત.

## પાત્રો

ગોરાણી હેમલક્ષ્મી;

સૌ. મોતીગૌરી, રા. રા. માકુભાઇ દિવાનની વહુ;

ગં. સ્વ. જડાવ; અને

સૌ. લક્ષ્મી, પ્રવેશ ૧લામાં આવી ગયેલી.

લ૦ સાદી છે, તો હે૦ જરીક ફુવડ જેવી છે; સૌમાં મો૦ દેખાવડી લાગે એવી અને જ૦ ભભકાદાર છે.

### ગોરાણી

લખમીબા, આજે તો તમારાં મોટીબેન પધાર્યાં છ ને ?

### જડાવ

હા, અલી. ગળામાં મોતીનો ચોસરો હાર, હાથે હીરાની અંગડીઓનો સટ, કાનમાં અંધારે બી ઝાકઝમાળ માણેકની બુટ્ટીઓ, ને વળી કહેસે સું જે મને ઘરેણાં તો ગમતાં નથી.

### મોતીગૌરી

અલી જડકી, ત્હારી નજર તો ઘરેણામાં ને ઘરેણામાં. તું તે વ્હાલામોઇ રાંડ સેં થઇ ?

### લક્ષ્મી

બેસ, બેસ, બોલતાં કંઈ શીખ. હાલતાં ને ચાલતાં બિચારીને તું દાઝ્યા ઉપર ડામ્યા કેમ કરે છ જે ?

### જડાવ

છો ને ભસતી. એની જીભ કાલ્લી તેમાં ગારે સું ? ઘરેણાં તો [illegible] તો સભાવ ભોળો હોય તેને હૈયે તેવું હોઠે, ને કોઇ [illegible] પેટમાં ને પેટમાં બળ્યા કરે. પણ લખમીબ્હેન, ઇલા- [illegible] વાત કેમ ખાઇ જાઓ છ ? અહીં રહેવાનાં છે તે નક્કી [illegible] ભરીને ચાહનાં પાણી ને બે બોલ સીખામણની લ્હાણી [illegible]. બી. એ. કે હૈ ' જાણે સું કહેવાય ત્યાં લગીન ભણેલાં, તે [illegible] અભણુ વાજાને એમના સુધરેલા વિચારનો બોધ કર્યા પાખી [illegible] જ ન વળે ને !

### લક્ષ્મી

એ તો જે કરે તે ખરાં. પણ તું આજનું જ પૂછતી હો તો મેં ધાર્યું'તું જે દરસનથી વળતાં ઘડી જઇ આવીસ. પણ એ તો ઘરધંધાની બેડી વગરનાં તે સાફસૂફ ઠીકઠાક વગેરે કામકાજ માણસોને સોંપી પરવારી ઘડી જરા આડાં થઇ ઉઠયાં હસે, તે નમતો પ્હોર થતાં તો આવરે એમનાં

માસીબા પાસે. ડોસીએ ને મેં પણ અમારી કરમકથા બધી માંડીને એમને કહી. પણ એમના મોંથકી ફુલ ઝરે કની તો બોલ સરખો બગે, જે ફિકર નહીં, ભાભી, કસી મદદઅદદ જોઇતી હોય તો સુખ્ખે બોલજો, ગભરાસો નહીં. અમે ક્યાં એમના ઉપર બેઠાં'તાં, પણ આ તો વિવેક સરખોય નહીં, અને દુનિયા જાણે કે મોટાં, ડાહ્યાં, ને પરગજુ.

## મોતીગૌરી

તે તમે પ્હેલાં વાતને કોઇ દા'ડે છેડી 'તી કે આજે જ ઉચ્ચારી ?

## ગોરાણી

તેરચૌદ મહિને અસલનેરનાં ધનભાગ્યેગ કે બાઇસાહેબનાં કંકુપગલાં આણી તરફ વળ્યાં, તે તમેય, મોતીગૌરી, ઠીક છો ! લખમીબા તે એમને ત્યાં નવસારી જઇને લાંધે ?

## જડાવ

પણ તો તમે બી, ગોરાણી, ખાસ્સી વાત કરો છો—લડાઇ લગે તો પૈસા દઉં—બીજું શું વળી ? ત્રણ ચોરી બાંધવાની, તે સ્હેજે ચારપાંચ હજારની વાત, ને આપણે રડી બૈયરની જાતઃ ઘરના માણસને પૂછ્યા વગર અક્કસર સરખો કેમ બોલી સકાય ?

## ગોરાણી

જડાવબેન, તમે સંસારથી અજાણ તેથી જ આમ બોલો તો. લખમીબાના નણદોઇ મણિભાઇ સાહેબ અને લખમીરામભાઇ તો બાળસ્નેહી છે. ઘલાબાઇ સાહેબની મરજી હોય તો મણિભાઇની તો હા જ સમઝવી

## મોતીગૌરી

પણ, લખમીબેન, નાતમાં તો હવે ભલભલા બી નોટો વટાવે છ, તમે યે એમ કરો ને. દોલતને નાથી દ્યો, એટલે એ આવકમાંથી એક છોકરી તો પરણસે જ, ને ઉપર સુકનના ચારપાંચ સો વધે તે બીજીનો વરો આવતાં તેને સણગારવા જોગું ઘરેણું યે થઇ રહેસે.

## લક્ષ્મી

મેં બી એ જ વિચાર કર્યો'તો પણ ડોસી કહે, પ્હેલું કન્યાદાન અને એ કહે, ભાઇને હજી વાર છે, એની ઉંમરની વહુ વળગાડીને એનો ભવ બગાડવો નથી, તે છતાં છોકરો પણ કંઇ સમઝણો થયો જણાય છે, એને તો પૂછી જો.

## મોતીગૌરી

એમાં વલી છોકરાને સું પૂછે ? હવેના ભાયડાઓથી યે વાજ આવ્યાં: કંઇ સીધેસીધું કરવાજ ન દે. મને પાંત્રીસ થવા આવ્યાં, તોય નથી એકે છોકરોછોકરી પરણાવ્યાં, કે નથી કસો યે લ્હાવો લીધો. વારુ, પછી ?

## લક્ષ્મી

છોકરાને યે પૂછ્યું, બ્હેન. મુઇ એ વાત. આઠદસ દિવસ તો જવાબ જ નહીં. પછી કહે વિચાર કરીસ. આખરે ત્રણચાર દિવસ લગીન વ્હડી-વ્હડીને મારો તો ઘાંટો બેઠો, ત્યારે ભાઇશ્રી એક બોલ બોલી ગયા, જે અમ્હારે તો એકવીસ વરસ પૂરાં થાય ત્યાંસુધી બ્રમચારી રહેનાં છ !...

કોટ પાટલૂન ને બૂટ વગર ચાલે નહીં, હસવું ને ખેલવું ને માને પજવવી, ત્રણ વાર ભાતભાતનાં આરોગવાં, ગાનતાન કરવાં, નાટક જોવાં, નહીં સંધ્યા કે નહીં પાદપૂજા, બ્રા'મણ તમામને ધૂતારા ગણે, નાવાધોવાના નીમ નહીં, અઢારે વરણનું પાણી ખપે, કોઇ ન ટોકે તો પાંચે લુગડે ભાણાપર અડી જાય ને બંને હાથે ઝાપટે, જનોઇ તો સાલો સૂતરનો તાંતણો જ તે

માસીબા પાસે. ડોસીએ ને મેં પણ અમારી કરમકથા બધી માંડીને એમને કહી. પણ એમના મોંથકી ફુલ ઝરે કની તો બોલ સરખો ખરે, જે ફિકર નહીં, ભાભી, કસી મદદબદદ જોઇતી હોય તો સુખ્ખે બોલજો, ગભરાસો નહીં. અમે ક્યાં એમના ઉપર બેઠાં'તાં, પણ આ તો વિવેક સરખોય નહીં, અને દુનિયા જાણે કે મોટાં, ડાહ્યાં, ને પરગજુ.

## મોતીગૌરી

તે તમે પ્હેલાં વાતને કોઇ દા'ડે છેડી 'તી કે આજે જ ઉચ્ચારી ?

## ગોરાણી

તેરચૌદ મહિને અસલનેરનાં ધનભાએગ કે બાઇસાહેબનાં કંકુપગલાં આણી તરફ વળ્યાં, તે તમેય, મોતીગૌરી, ઠીક છો ! લખમીબા તે એમને ત્યાં નવસારી જઇને લાંધે ?

## જડાવ

પણ તો તમે બી, ગોરાણી, ખાસ્સી વાત કરો છો—લડાઇ લગે તો પેસા દઉં—બીજું શું વળી ? ત્રણ ચોરી બાંધવાની, તે સ્હેજે ચારપાંચ હજારની વાત, ને આપણે રડી બૈયરની જાતઃ ઘરના માણસને પૂછ્યા વગર અક્કસર સરખો કેમ બોલી સકાય ?

## ગોરાણી

જડાવબેન, તમે સંસારથી અજાણ તેથી જ આમ બોલો તો. લખમીબાના નણદોઇ મણિભાઇ સાહેબ અને લખમીરામભાઇ તો બાળસ્નેહી છે. ડલાબાઇ સાહેબની મરજી હોય તો મણિભાઇની તો હા જ સમજવી

મોતીગૌરી

પણ, લખમીબેન, નાતમાં તો હવે ભલભલા બી નોટો વટાવે છ, તમે યે એમ કરો ને. દોલતને નાથી દ્યો, એટલે એ આવકમાંથી એક છોકરી તો પરણુસે જ, ને ઉપર સુકનના ચારપાંચ સો વધે તે બીજીનો વરો આવતાં તેને સણગારવા જોગું ઘરેણું યે થઇ રહેસે.

લક્ષ્મી

મેં બી એ જ વિચાર કર્યો'તો પણ ડોસી કહે, પ્હેલું કન્યાદાન અને એ કહે, ભાઇને હજી વાર છે, એની ઉંમરની વહુ વળગાડીને એનો ભવ બગાડવો નથી, તે છતાં છોકરો પણ કંઇ સમઝણો થયો જણાય છે, એને તો પૂછી જો.

મોતીગૌરી

એમાં વલી છોકરાને સું પૂછે ? હવેના ભાયડાઓથી યે વાજ આવ્યાં: કંઇ સીધેસીધું કરવાજ ન દે. મને પાંત્રીસ થવા આવ્યાં, તોય નથી એકે છોકરોછોકરી પરણાવ્યાં, કે નથી કસો યે લ્હાવો લીધો. વારુ, પછી ?

લક્ષ્મી

છોકરાને યે પૂછ્યું, બ્હેન. મુઇ એ વાત. આઠદસ દિવસ તો જવાબ જ નહીં. પછી કહે વિચાર કરીસ. આખરે ત્રણચાર દિવસ લગીન વ્હડી-વ્હડીને મારો તો ધાંટો બેઠો, ત્યારે ભાઇશ્રી એક બોલ બોલી ગયા, જે અમ્હારે તો એકવીસ વરસ પૂરાં થાય ત્યાંસુધી બ્રમચારી રહેવાં છ !...

કોટ પાટલૂન ને બૂટ વગર ચાલે નહીં, હસવું ને ખેલવું ને માને પજવવી, ત્રણ વાર ભાતભાતનાં આરોગવાં, ગાનતાન કરવાં, નાટક જોવાં, નહીં સંધ્યા કે નહીં પાદપૂજા, બ્રા'મણ તમામને ધૂતારા ગણે, નાવાધોવાના નીમ નહીં, અઢારે વરણનું પાણી ખપે, કોઇ ન ટોકે તો પાંચે લુગડે ભાણાપર બડી જાય ને બ'ને હાથે ઝાપટે, જનોઇ તો સાલો સૂતરનો તાંતણો જ તે

ગમે ત્યાં ખોઇ નાખે ને નવું પરાણે ઘાલિયે ત્યારે જ પ્હેરે,—અ—ને કહેસે સું જે બ્રંમચારી રહેવું છ !

મને તો જે ઝાંઝ ચ્હડી ને તે કઈં કહેવાની જ વાત નહીં ! ગોરાણીમા, વિધાતા છોકરાં આપે તે આમ દરિયા ઉતારનાં કેમ આપતી હસે, વારુ ?

## ગોરાણી

દૈ' જાણે, બેન. એને જ અસલના તરિકાળગનાની રુખિમુનિઓ માયા કહી ગયા છ. હસે, લખમીગ્યા, દૈવે આપણુ બૈરાંની જાતને ખમાવસે બહુ આપી છે તો. પણ એવાં એવાં કામમાં તો કની તમારાં મોટીબેન ઇલાબા સાહેબના નણદોઇના વ્હેવાણુ માણેકબેન સરદેસાણુ બહુ જબરાં, બા. ઘરમાં વરને, નણંદ—દેશણીને, છોકરાને, ને વ્હેવાઇને સુધાંત પ્હોચી વળ્યાં, ને પેરે પેરે ખાસ્સા સાત હજાર કહડાવ્યા, વલી લગન પણ બડી ધામધૂમથી કર્યાં.

## સૌ

હેં સાતહજ્જાર

## ગોરાણી

ત્હમારે માનવું હોય તો માનો. માણેકબાના તો મારા ઉપર ચારે હાથ. ડગલે ડગલે એ મારા કાનમાં ફુંક મારે એટલે હું પણ એમને કાંવ . એવી કંઇ ને કંઇ ચલ્લી ઉરાડું, તેથી મને તો કની જરે જર ખબર છે, બેનો.

## લક્ષ્મી

ને કો તો ખરાં. અમે પણ જરી મે જરી માનવા તૈયાર છિયે, ક્યાં તમને ખોટાં કહિયે છિયે. પણ જાણિયે ત્યારે ને ?

### ગોરાણી

લ્યો, બેન, હવે તો એ વાત જૂનીપાની થઇ ગઇ છે, ને રાવ સાહેબની છોકરીને આસા જેવું ય છે, એટલે હવે કહેવામાં કસી હરકત તો જાણે નથી; પણ જો જો, બેનો, મારું નામ પાડીને કોઇને ન કહેસો. હું ગરીબ મણીસ, અ–ને મોટાંને વાંકું પડે તો તમારે મન વાત મળતી વાત, ને હું મોઇ ભૂખે મરું ને મોં ય દેખાડી ન સકું.

### જડાવ

(સ્વગત) ડોસી બડી કાવાબાજ જણાય છે–સું યે કાલાંઘેલાં કર્યાં હસે!

### લક્ષ્મી

કોઇ નહીં કહિયે, કોઇને ય નહીં કહિયે, તમ્મારા સમ જો કહિયે તો. તમે બોલો બેલાસક.

### મોતીગૌરી.

હા, હા, ગોરાણીમા; જીવ્યા કરતાં જાણ્યું ભલું.

### ગોરાણી

માણેકબાએ પ્હેલાં તો કની નાતના પાંચ કસદાર માણસ પોતાના મનથી પસંદ કર્યા. પછી તેમાંથી જેને છોકરો નહીં ને એક કે બે જ છોકરી, અને ગ્રહ ઉપર પૂરી આસ્થા, એવા બેને વીણ્યા. સી એમની ચતુરાઇ! છોકરાની મા થઇને ય ત્રણચાર વરસની અખંડ ચિંતા વેઠી ત્યારે આવું પામ્યા.

### જડાવ

જાવ જાવ મ્હારી બાઇ, આમાં તે તમે સું કર્યું?

તેની બાધા રાખી સખ્ખંડી કરે તો વળી તે પરિપૂરણ દુસમાન થઇ જાય. આ કંઈ ન કરે તો તે કંચનભાઇની એક પછી એક વહુઓને ખાય; પણ કરે તો પ્હેલી જ વહુને લાંબો આવરદા, છોકરા, અને અખંડ સોભાગ આપે.

### લક્ષ્મી

આટલું બધું તરકટ થઇ સકે એ તો આજે જ જાણ્યું.

### ગોરાણી

સું કરવા ન થાય? ઝર ચાહ્ય સો કર–મુવા બ્રાંમણોને યે પેટ ખરાં કની! પછી તો માણેકબાએ વરદીઓ સરુ કરી ને બંને કન્યાને હાથ પરે લઇ એક લગનગાળો રમાડ્યા કરી. જાણે હરરાજી સ્તો! મારો એક ને એક કંચન, તે મારે આમ લગનં કરવાનાં ને તેમ કરવાનાં: સૂરત–મુંબાઇનાં વાજાં જોઇયે ને ચીનજાપાનનાં દારુખાનાં જોઇયે ને વડોદરાનાં હાથીહાથણી જોઇયે; રસગેટલીની ઝિયાફત કરવી ને ભર ઉનાળે સિયાળુ સાક બી કરવાં; મારે સસરે વિસ્નુજગ કરેલો ને આટલા બ્રાંમણો નોતર્યા 'તા ને આમ દખણા આપી 'તી; અમારે પરગામ પર નાતનો વેંવાર બ્હોળો તેમાં જાતે તેડાં કરવા જવું પડે અને દરેકને ઘર દીઠ એક જણનું આવવાજવાનું ભાડુંતોડું પ્હેલથી સુકનનું આલવું પડે, પછી તે ઘરથી દસ આવો કે કોઇબી ન આવો; અમારાં કુળદેવી રંન્યાદેની થાપનામાં અમારાં વડસાસુએ આમ આમ કરેલું તે હવે કળજુગમાં કોઇ યે કરતું નથી પણ હું તો મારે કરીસ, ક્યાં મારે બીજા વરા કરવા છે જે! કંચનભાઇનાં છોકરાંને વરાવવાનો જમાનો આવસે ત્યારની વાત ત્યારે. અ–ને તમારા કંચનરાયને જે કંઈ આપો તે તો ગણાય નહીં, લેકિન છોકરાને ખરા ભાવથી આપજો કે એનાથી ભોગવાય ને વળી બરકત પૂરે. છોકરો બી બડો શોખીન તો, તે એને ફલાણું ફલાણું અત્તર જોઇયે, ને ભાતભાતનાં મંડિલ ને સેલાં ને સાલજોટા ને બટન ને કંઈ કંઇ જોઇયે. એ તો, એનો, વાત જ કરવાની નહીં. સવારથી સાંઝ તલક યાદી કરવા બેસિયે તો યે પાર ન આવે. સાત હજાર પ્હોળિયાંનો સરવાળો કરવો, અ–ને સામા માણસના લોહીનું પાણી પાણી કરીને લાવ એ લાવ રૂપિયા

ઉસડવા, એ કંઇ સહેલુંબહેલું છે શું ? એ તો માણેકબાથી જ થાય! વારુ બેનો, આ મારું ઘર આવ્યું; જોજો કોઇને રજ કહેસો ના હોં! વળી કાલે પાછાં મલીસું. જય શ્રીક્રસ્ત !

### સૌ

જય સ્રીક્રસ્ત ! ગોરાણી, આજે કની આ તમારી કથામાં રસ્તો જણાયો એ નહીં.

[ ગોરાણી જાય છે.

### લક્ષ્મી

અલીઓ, માણેક નાત આખીની પટલાઇ કરે છે તે અમથી નહીં હોં !

### મોતીગૌરી

અરે વાહ રે ખાસ્સી પટલાઇ જોઇ ન હોય તો ! છોકરીની મા હોય ને સામે આવી સેતાનની બીબી વેવાણ મલે તેના બિચારીના તો ભોગ જ લાગે કની !

### લક્ષ્મી, જડાવ

એ બી ખરું.

[ જાય છે.



# પ્રવેશ ૩ જો.

## ખોરદાદ સાલની જિયાફત : મિશ્ર વિરુદ્ધ શુદ્ધ આહાર વિશે અફલાતૂની સંવાદ.

સ્થલ: પાવની નદીને સામે કાંઠે શેઠ લવજી દારુની વાડી.

સમય: બપોરના બારે-એકથી.

પાત્રો:

**રુસ્તમ હોરાબજી મોઝાંબી:** મેડિકલ કૉલેજમાં છેલ્લાં વર્ષનો વિદ્યાર્થી, કૉલેજની ક્રિકેટ-ચમૂનો તેમ પારસી જિમખાનાની ઉત્તમ ચમૂનો દડાબાજ (બોલર); અસલનેરના એક સાધારણ દુકાનદારનો–પોતાના અંગત ગુણોને લીધે આખા શહેરમાં જાણીતો ને માનીતો–પુત્ર; બેહરામનો મિત્ર અને એના કુટુમ્બમાં કુટુમ્બી જેવો હળેલો;

**બેહરામ લવજી દારુ:** વિલ્સન કૉલેજમાં બી. એસસી. નો પ્રથમ વર્ષનો વિદ્યાર્થી, અસલનેરના દારૂતાડીના ઇજારદારોમાં સૌથી વધારે ફાવેલા લખેશરી શેઠનો પુત્ર;

મગન કીકાભાઈ ભાનજી: અસલનેરના એક મોટા ધાંચી વ્હેપારીનો પુત્ર, સેંટ ઝેવિયર કોલેજમાં બી. એ. નો વિદ્યાર્થી, સ્કોલર અને અચ્છો ક્રિકેટર, ઉપલા એનો બાળમિત્ર;

પાનાચંદ ચુનીલાલ પારેખ: રુ૦ નો મિત્ર; થોડા માસ ઉપર બી. એ. થઇ ફેલોશિપ જતી કરીને પોતાના કાકાના હીરામોતીના ધંધામાં નવો જોડાયલો વ્હેપારી;

ભગુભાઇ મુલુકચંદ લોટવાળા: બે૦ નો કોલેજ-મિત્ર, બેત્રણ વર્ષ ભણી બાપના દળવાની ઘંટી અને રૂ પીલવાના જિનના ઉદ્યોગમાં જોડાઇ રૂ અને દાણાની ખરીદ વગેરે કામકાજ માટે માળવા, ખાનદેશ, અને ગુજરાતમાં ફરતો રહેતો વ્હેપારી;

કંચન અજબરાય સરદેસાઈ: સૌ. માણેકનો પુત્ર, એલ્ફિન્સ્ટન કોલેજમાં ઇન્ટર્મીડિયેટનો વિદ્યાથી, બીજું વર્ષ;

ઉત્તમ જ્યેષ્ઠીરામ સારસ્વત: ગોરાણી હે૦ ના એક જ ભાઇનો પુત્ર; બાપના અકાળમૃત્યુથી ન્હાનપણથી ગોરાણીને ત્યાં ઉછરેલો, કં૦ સાથે એલ્ફિન્સ્ટનમાં રહેતો અને ભણતો જૂનિયર બી. એ. નો વિદ્યાર્થી;

ઠાકોર માકુભાઇ દિવાન: સૌ. મો૦ નો પુત્ર, વડોદરા કોલેજમાં ઇન્ટર્મીડિયેટનો વિદ્યાર્થી, કં૦ નો મિત્ર;

દોલત લક્ષ્મીરામ રાજર્ષિ: જુવો પ્રવેશ ૧ લો, હાઇસ્કૂલમાં સ્કોલર, રમતગમતમાં પણ પ્હેલો નંબર; બે૦ ના આખા કુટુમ્બમાં જાણીતો અને માનીતો;

રમણ મણિભાઇ વૈશ્વામિત્ર: મણિભાઇ સાહેબ અને ઈ૦ નો મોટો પુત્ર, ફર્ગ્યુસન કોલેજમાં જૂનિયર બી. એ. નો વિદ્યાર્થી;

મોહન લલ્લુભાઈ લાડ: અસલનેરના એક જાણીતા શરાફનો પુત્ર, દો૦ નો બાળમિત્ર, ધોરણ ૭ માનો વિદ્યાર્થી;

ચ્યવન કરુણાશંકર દ્વિવેદી: અસલનેરના એક અપુત્ર જોશીનો સાળો, ગુજરાત કોલેજનો વિદ્યાર્થી, ઇન્ટર્મીડિયેટમાં સંસ્કૃત સ્કોલર, અને દો૦ નો વિદ્યારસિક મિત્ર;

મેરી: વાડીમાં શેઠાણી તરીકે રહેતી, આધેડ વયની પણ હજી ભરજુવાનીને સ્થિર ટકાવી રાખતી, ગોઆની ( મૂળ પ્રભુ ઓલાદની પણ ઘણી પ્હેડીથી ચુસ્ત રોમન કેથલિક કુટુંબમાં ઉછરેલી) નાયકણ, અસલનેરના બેન્ડ માસ્તર પેદ્રો દાલસીયરા ( Pedro D'Alsierra ) ની જારજ ( અનૌરસ ) ભાણેજ, વીશેકની ઉંમરે એને ત્યાં આવેલી પછી

શેઠ લવજીને ત્યાં આયા, પછી–શેઠની સ્ત્રી છેલ્લાં બાળક, શીરીનબાઇ, ને છેક ન્હાની મુકીને ગુજરી જતાં–શેઠે પરિચય પાડી વધારીને પોતાની પરણિયત જેવી ગણી લીધેલી;

ઉપરાંત બબરચી, આયા, વાડીના ખેડુત, માળી, અને બીજા નોકરો, બે બ્રાહ્મણ રસોઇયા ખાસ આ જિયાફત માટે લવજી શેઠના મ્હેતાએ મોકલેલા, બે કૂતરા, વગેરે.

વાડીના બંગલાના વરંડામાં સૌ જમવા બેઠા છે. વરંડાને બે છેડે બે ઓરડી છે, એકમાં બબરચીનું પાકું ચણેલું રસોડું છે, બીજીમાં બ્રાહ્મણિયા રસોડું બનાવ્યું છે; બંનેમાં રસોઇનું કામ ધમધોકાર ચાલે છે. બ્રાહ્મણિયા રસોડા પાસેની ટીપાઇ આસપાસ ૨૦ પા૦ દો૦ અને મ્ય૦ બેઠા છે; બીજા સૌ એક બેવડી ટીપાઇ આસપાસ બેઠા છે. તે પ્હેલી ટીપાઇ અને બબરચીના રસોડા વચ્ચે છે. મેરી, આયા, અને બે૦ ના બે કૂતરા વરંડામાં આમતેમ ફરે છે, બંને રસોડામાં ડોકિયાં કરે છે, રસોઇયા, બબરચી, અને નોકરોને હુકમો કરે છે, વગેરે. બ્રાહ્મણિયા રસોડામાંથી એક બ્રાહ્મણ અને બીજામાંથી એક મુસલમાન નોકર–હુસેન ઉપરાઉપર વાનીઓ કચુમર પાપડ આદિ પીરસ્યા જ જાય છે, અને જુવાનો પણ બંને હાથે જે આવે તે ચટ કરી જવામાં શૂરાપૂરા છે.

### મેરી

બેહરામ, દીકરા, પુડિંગ (pudding) તો બધા સેઠિયાઓને ખપે કેની ?

### મગન

(બે૦ તેને અણસારો કરે છે તે ઉપરથી) કેમ, રમણભાઇ, પુડિંગ તો ત્હમે ઘણી વાર ખાધું હશે ?

### રમણ

ઘણી વાર; પણ તે બ્રાહ્મણિયા રસોડાનું કે મિ. પાનાચંદ જેવાને ત્યાંના શુદ્ધ જૈન રસોડાનું (મોટી ટીપાઇ ઉપરના હિંદુઓ પણ બંને રસો-ડાની વાનીઓને એક સરખો ઇનસાફ આપતા હતા તે ઉપરથી એમને બે બોલ

મગન કીકાભાઈ આનન્દી: અસલનેરના એક મોટા ધાંચી વ્હેપારીનો પુત્ર, સેંટ ઝેવિયર કૉલેજમાં બી. એ. નો વિદ્યાર્થી, સ્કૉલર અને અચ્છો ક્રિકેટર, ઉપલા બેનો બાળમિત્ર;

પાનાચંદ ચુનીલાલ પારેખ: રુ૦ નો મિત્ર; થોડા માસ ઉપર બી. એ. થઇ સ્કૉલશિપ જતી કરીને પોતાના કાકાના હીરામોતીના ધંધામાં નવો જોડાયલો વ્હેપારી;

ભગુભાઇ મુલુકચંદ લોટવાળા: બે૦ નો કૉલેજ-મિત્ર, બેત્રણ વર્ષ ભણી બાપના દળવાની ઘંટી અને રૂ પીલવાના જિનના ઉદ્યોગમાં જોડાઇ રૂ અને દાણાની ખરીદ વગેરે કામકાજ માટે માળવા, ખાનદેશ, અને ગુજરાતમાં ફરતો રહેતો વ્હેપારી;

કંચન અજબરાય સરદેસાઈ: સૌ. આણકનો પુત્ર, એલ્ફિન્સ્ટન કૉલેજમાં ઇન્ટર્મીડિયેટનો વિદ્યાર્થી, બીજું વર્ષ;

ઉત્તમ જ્યેષ્ઠીરામ સારસ્વત: ગોરાણી હે૦ ના એક જ ભાઈનો પુત્ર; બાપના અકાળમૃત્યુથી ન્હાનપણથી ગોરાણીને ત્યાં ઉછરેલો, કં૦ સાથે એલ્ફિન્સ્ટનમાં રહેતો અને ભણતો જૂનિયર બી. એ. નો વિદ્યાર્થી;

ઠાકોર માકુભાઇ દિવાન: સૌ. એ૦ નો પુત્ર, વડોદરા કૉલેજમાં ઇન્ટર્મીડિયેટનો વિદ્યાર્થી, કં૦ નો મિત્ર;

દોલત લક્ષ્મીરામ રાજર્ષિ: જુવો પ્રવેશ ૧ લો, હાઇસ્કૂલમાં સ્કૉલર, રમતગમતમાં પણ પ્હેલો નંબર; બે૦ ના આખા કુટુમ્બમાં જાણીતો અને માનીતો;

રમણ મણિભાઇ વૈશ્વામિત્ર: મણિભાઇ સાહેબ અને ઇં૦ નો મોટો પુત્ર, ફર્ગસન કૉલેજમાં જૂનિયર બી. એ. નો વિદ્યાર્થી;

મોહન લલ્લુભાઈ લાડ: અસલનેરના એક જાણીતા શરાફનો પુત્ર, દો૦ નો બાળમિત્ર, ધોરણ ૭ માનો વિદ્યાર્થી;

ચ્યવન કરુણાશંકર દ્વિવેદી: અસલનેરના એક અપુત્ર જોશીનો સાળો, ગુજરાત કૉલેજનો વિદ્યાર્થી, ઇન્ટર્મીડિયેટમાં સંસ્કૃત સ્કૉલર, અને દો૦ નો વિદ્યારસિક મિત્ર;

મેરી: વાડીમાં શેઠાણી તરીકે રહેતી, આધેડ વયની પણ હજી ભરજુવાનીને સ્થિર ટકાવી રાખતી, ગોઆની ( મૂળ પ્રભુ ઓલાદની પણ ઘણી પ્હેડીથી ચુસ્ત રોમન કૅથલિક કુટુંબમાં ઉછરેલી) નાયકણ, અસલનેરના બેન્ડ માસ્તર પેડ્રો દાલસીયરા ( Pedro D'Alsierra ) ની જારજ ( અનૌરસ ) ભાણેજ, વીશેકની ઉમરે એને ત્યાં આવેલી, પછી

શેઠ લવજીને ત્યાં આયા, પછી-શેઠની સ્ત્રી છેલ્લાં બાળક, શીરીનબાઇ, ને છેક ન્હાની મુકીને ગુજરી જતાં-શેઠે પરિચય પાડી વધારીને પોતાની પરણિયત જેવી ગણી લીધેલી;

ઉપરાંત બબરચી, આયા, વાડીના ખેહુત, માળી, અને બીજા નોકરો, બે બ્રાહ્મણ રસોઇયા ખાસ આ જિયાફત માટે લવજી શેઠના મ્હેતાએ મોકલેલા, બે કૂતરા, વગેરે.

વાડીના બંગલાના વરંડામાં સૌ જમવા બેઠા છે. વરંડાને બે છેડે બે ઓરડી છે, એકમાં બબરચીનું પાકું ચણેલું રસોડું છે, બીજીમાં બ્રાહ્મણિયા રસોડું બનાવ્યું છે; બંનેમાં રસોઇનું કામ ધમધોકાર ચાલે છે. બ્રાહ્મણિયા રસોડા પાસેની ટીપાઇ આસપાસ ર૦ પા૦ દો૦ અને મ્ય૦ બેઠા છે; બીજા સૌ એક બેવડી ટીપાઇ આસપાસ બેઠા છે, તે પ્હેલી ટીપાઇ અને બબરચીના રસોડા વચ્ચે છે. મેરી, આયા, અને એ૦ ના બે કૂતરા વરંડામાં આમતેમ ફરે છે, બંને રસોડામાં ડોકિયાં કરે છે, રસોઇયા, બબરચી, અને નોકરોને હુકમો કરે છે, વગેરે. બ્રાહ્મણિયા રસોડામાંથી એક બ્રાહ્મણ અને બીજામાંથી એક મુસલમાન નોકર-હુસેન ઉપરાઉપર વાનીઓ કચુમર પાપડ આદિ પીરસ્યા જ જાય છે, અને જુવાનો પણ બંને હાથે જે આવે તે ચટ કરી જવામાં શૂરાપૂરા છે.

### સેઠ્ઠી

બેહરામ, દીકરા, પુડિંગ (pudding) તો બધા સેઠિયાઓને ખપે કેની?

### સગન

(એ૦ તેને અણુસારો કરે છે તે ઉપરથી) કેમ, રમણભાઇ, પુડિંગ તો ત્હમે ઘણી વાર ખાધું હશે?

### રમણ

ઘણી વાર; પણ તે બ્રાહ્મણિયા રસોડાનું કે મિ. પાનાચંદ જેવાને ત્યાંના શુદ્ધ જૈન રસોડાનું (મોટી ટીપાઇ ઉપરના હિંદુઓ પણ બંને રસોડાની વાનીઓને એક સરખો ઇનસાફ આપતા હતા તે ઉપરથી એમને બે બોલ

સભ્યતાથી કહી જોવાને આ સારો લાગ મળ્યો એમ ધારીને ) અને આમિષાહારના રસોડામાં થઇ હોય એવી કશી ચીજ–કચુંબર પણ–મેં હજી સુધી ચાખી સરખી નથી.

### કુંચન

ઓહો, તે મુંબાઇપૂનામાં ઇરાનીની ચાહ કે મોન્જિની–કોર્નાલિયાનો દૂધઠાર ( icecream ) પણ ત્હમે લેતા નથી ?

### રમણ

નહીં જી. ઇરાનીઓની ચાહમાં તમાકુ કે એવી કોઇ ચીજનો પાશ આવે છે, અથવા તો એમના એ સંચાઓમાં થીઇન ( theine ) નાં થર જામી ગયાં હોય છે. પારસી, મુસલમાન, અને ખ્રિસ્તીઓની બનાવેલી બિસ્કિટ, કેક, દૂધઠાર, વગેરે નિર્દોષ દેખાતી વસ્તુઓમાં પણ ઇંડાંની સફેતી જેવી ચીજોનો ભેગ આવે છે.

### ભગુભાઇ

માંસમત્સ્યાહાર તો મ્હને યે રુચતો નથી. પણ ઇંડાં જેવો ન્હાનાં, મોટાં, તનદુરસ્ત, માંદાં, નબળાં, સૌને માટે સરખો પોષક અને સસ્તો અને બધે જ મળે એવો બીજો ખોરાક નથી. ઇંડાં અને દૂધમાં દાક્તરો કે આહારશાસ્ત્રીઓ ભેદ જ જોતા નથી, અથવા તો દૂધ કરતાં ઇંડાંને ઊંચો નંબર આપે છે. વળી માણસ આહારને માટે નથી, આહાર માણસને કાજે છે, એ સૂત્ર સ્વીકારિયે તો તો ગુજરાતીઓ, જૈનો અને વૈષ્ણવોના કેવળ અન્નફલફુલ અને શાકભાજીના આહાર કરતાં પારસી મુસલમાન ઇંગ્રેજોનો તેમ હિંદુઓની બી મોટી સંખ્યાનો ભેળસેળ આહાર જ ચ્હડે એમ લાગે છે. બાકી મ્હારા જેવાને જૈન સંસારમાં ઉછર્યો એ કમનસીબ સંજોગને લીધે પ્રથમથી સૂગ પેસી ગઇ હોય, તેની આગળ દલીલો નકામી છે.

### રુસ્તમ

વાહ, મિ. લોટવાલા, આજની આપરી આ બિરાદરીમાં એ ઘડી ચકચારને કાજે તમુએ આ વિસય તો મઝેનો ઉઠાવ્યો. મારા બાવાજી

પોત્તે અન્નફ્લાહાર પસંદ કરે છ, સુંબાઇમાં મારાં મામાસામી તો થીઓસોફિસ્ત ( theosophist ) જ છે, પન એક દલીલની ખાતર ફિઝિઓલોજી ( physiology ) અને બીજી શાસતરી સોધખોલને પરિનામે આપરે કબૂલ રાખવું પડસે, જે માછલી, ગોસ્ત, અનાજ, ફલ, અને ભાજીતરકારીની સેલભેલનો ખોરાક જ સરેસ્ટ છે, અને વલી આપરા દાંત, હોજરી, લિવર ( liver ) વગેરેની બનાવત મિસ્ર ખાણુંપીણું માગી લે એવી જ કુદરતે સરજી લાગે છ.

### હાકોર

મેં એક અર્થશાસ્ત્રને લગતાં વજનદાર છાપામાં વાંચ્યું છે કે આહાર અને સ્વતંત્રતાને નિકટનો સંબંધ છે. બિલાડી અને શકરા જેવાં માંસાહારી પશુપંખી પણ માણસજાતથી પૂરેપૂરાં વશ થઇ શકતાં નથી, અને કોઇ માંસાહારી પ્રજાએ સ્વતંત્રતા ખોઇ નાખ્યાનો દાખલો જ નથી. જાપાન ઉપરથી ધડો લેશો તો એ દેશ સર્વભક્ષી છે, અને તેનો મુખ્ય ખોરાક માછલી, ચોખા, અને ચાહ છે. વળી સ્વામી વિવેકાનન્દ જેવો હિંદુધર્મ અને ફિલસુફીને અમેરિકા લગી ગજાવનાર આપણો આ ઝમાનાનો મહાપુરુષ મદ્યમાંસમત્સ્ય વગેરેનો છૂટથી ઉપભોગ લેતો હતો એ બીના જાણીતી છે.

### પાનાચંદ

( ધીમેથી )રમણભાઇ, આ બધાને શો જવાબ દઇશું ?

### દોલત

( ધીમેથી ) હજી પૂર્વપક્ષ કયાં પૂરો થયો છે, સાંભળો તો ખરા.

### મગન

જ્યાં માછલાં મળે છે ત્યાં એના જેટલો પોષક બીજો એવો સસ્તો ખોરાક નથી. અમારી નાત એકદોઢ વીશીથી વૈષ્ણવ થઇ મહાજનમાં ભળવાને મથી રહી છે, તેથી અમારાં રસોડાં અને ખાનપાન અમે વાણિયાશાઇ કર્યાં છે ખરાં, પણ અમારા ગરીબ નાતભાઇઓ છાનામાના

બૂમ પાડે છે કે ઘી દૂધ તેલ ચોખ્ખાં મળે નહીં ને જે મળે તે બહુ મોંઘાં, તેમ એ મોંઘવારી હજી તો વધતી જ જાય છે, તે અમે તો મરી ગયા, અમને અમારે પાછી આગલો ખોરાક લેવાની છૂટ આપો. પણ અમારી બૈરીઓ હવે એ ચીજોને આગળ પ્રમાણે સુધારતાં અને રાંધતાં ભૂલી ગઇ છે, અને વાણિયણો જેવી સુગાળવી બની છે. મિશ્ર આહાર રસોડામાંથી ઘરમાંથી અને શેરીમાંથી ટાળવો સ્હેલ છે, પણ તેને પાછો દાખલ કરવામાં તો બહુ બહુ અડચણો આવે છે.

## ઉત્તમ

મગનભાઇ, ત્હમારી એક નાતમાં એ સ્થિતિ હશે પણ હિંદનો મોટો ભાગ બલ્કે હિંદુઓનો પણ મોટો ભાગ ભેળસેળ ખોરાક લેનારો છે. મ્હારી નાત અહીં ગુજરાતમાં જ અન્નફલાહારી છે. હિંદમાં બીજે બધે સેળભેળિયો ખોરાક લેનારી છે. અમારી સમગ્ર હિંદ સારસ્વત પરિષદોમાં શુદ્ધ રસોડું માત્ર ગુજરાતીઓને માટે ખાસ કરવું પડે છે. હવે વસતિ-પત્રકો ઉપરથી સાફ જણાય છે કે અહિંસા તત્ત્વને ખોરાકમાં સ્થાન આ-પનારા હિંદુઓ અને જૈનો વધે છે, તે કરતાં બીજા હિંદુઓ, મુસલમાનો, પારસીઓ, ખ્રિસ્તીઓ, વગેરે બીજી વસતિ ઘણાં વત્તાં પ્રમાણમાં વધતી જાય છે. એટલે કે આ તફાવતનું એક કારણ ખોરાકભેદ હોવું જોઇયે એમ માનિયે, બીજું કોઇ જ કારણ જણાતું ન હોવાથી, તો અહિંસાના તત્ત્વને માન આપવાથી દાયકે દાયકે પોતાની જ હિંસા થતી આવે છે એમ સાબીત થાય છે.

## બેહરામ

પ્રજાઓ નાબૂદ શા કારણથી થતી હશે તે તો ખોદા જાણે. પણ સ્વતંત્રતાને અને લશ્કરી લાયકતને સંબંધ છે. જે પ્રજામાં લશ્કરી લાય-કત નહીં તે પ્રજા સ્વતંત્ર હોઇ શકે નહીં. આખી પ્રજામાં અમીર–આમ તમામ લોકમાં શિકારનો પરિચય હોય તો જ તેમાં લશ્કરી લાયકત હોય, અને ગોસ્ત ખાનારી પ્રજામાં જ શિકારનો શોખ અને પરિચય ઉચ્ચનીચ બધામાં પ્રસરેલો હોઇ શકે. અમને પારસીઓને અદલ દૂરઅંદેશ બ્રિટિશ સરકારે લશ્કરી સ્વયંસેવકો તરીકે સ્વીકારેલા છે, તે અમારી ખાનપાન

અને શિકારની આદતો વડે સ્રાબીત થતી અમારી લશ્કરી લાયકતને જ આભારી છે.

### રુસ્તમ

(ઉભો થઈને) બિરાદરો, આપરે આગલ ચાલિયે તે અગાઉ બે બોલ બોલવા રજા લેવસ. આય આપરાં ભાઇભાઇઓનાં પરીતિભોજણમાં સરનસીનની જરૂર નથી. સેવક સરનસીનની ખુરસીને લાયક બી નથી. ભાઇ બેહરામસા, તમારી જીભ કેવી સાફ છે–તમે મોટા મોટા સંસક્રુત બોલ એક સાસતરીની કાણી જ વાપડો છ! દલીલો બી કોઇ રાજદુવારી ઉસ્તાદની જેમ રજૂ કરો છ. ખાણીપીણી ને શિકાર ને લશ્કરી લાયકત અને સ્વતન્તરતાને એક સાંકલે સાંધણારી તમારી દલીલ ખચીત કોઇ પાકા કરવૈયા મજગની સરજત હોવી જોઇયે.

પન હું કે'વા રજા લેવસ જે પારસીઓને લશ્કરી સ્વયંસેવકોમાં દાખલ થવાનો કીંમતી હક્ક સરકારે બખસ્યો છ, તે સાને આભારી, એ સવાલ નિરાળો છે, ને આજના આપરા વિસયને લાગતોવલગતો નહીં હોઇ આપરે પરતો મુકવા જેવો છે. વલી મારા આય બેહલુ દોસ્ત જેવા પારસી કોમનાં ઉગતાં નૂર પોત્તીકી કોમને માટે મગરૂર હોય તે જો કે તદ્દન કુદરતી અને વાજબી છે, તો બી પોત્તીકી સરસાઇનું ગાવણું પોત્તાનાં જ ગરાં ગાય એ કિસમતી આપવરાઇ-બેઅદબી માફ કરસો પન–કોઇ બી કોમને નાપસંદ પરવાની, તેમ કોઇબી સાચા મરદને હરગીઝ હલકટ લાગવાની. સેવકને જરાસી ભારે બોલ વાપડવાની ફરજ પરે છ, તેનો સબબ ખુલ્લો છે કે કોમકોમની સરસાઇની અતીસ્ય નાજુક બાબદ ચરચામાં ભોગજોગે દાખલ થતાં કોઇ વેલા એવું બની આવે છ, કે નવજવાન સેડિયાઓ તપી જાય છે,–સું?–જીભચાતુરી ચલાવતાં ચલાવતાં અનજાનતાં જ હાથચાલાકી પર ઉતરી પરાય છઃ બોલાચાલી–બમ્બઇ–બપ્પઇ મુક્કામુક્કીઃ ખચીત જ આય તન પગથિયાં ઉસ્કેરાયલ જુવાન ચલવલિયાં અચ્ચવો એક ફલંગે અર્ધી છલંગે વટાવે છ, ને વાતનું વટેસર કરી મારે છ!
(બંને ટીપાઇ ઉપર છરીકાંટાનો ખડખડાટ.)

બિરાદરો, સૌનો ઉપકાડ માનું છ. મેં તો એક સાધારન બાબદ કહી. તમો સાહેબો કઇં ખેતવાડી–ભીંડીબજારના કોરગાઓ નથી જે મુક્કાબાજીમાં ઉતરી પરો. પન આપરો વિસય અતિસ્ય નાજુક છે. આય સત્તર આના છૂટછાટના ઝમાના મધ્યે સૌકોને ગમે સો વિચાર બાંધવાનો સમ્પૂરન હક્ક છે. એતલું જ કાંય પન સૌને પોત્તીકા ખયાલ માફક, કે આજ

એક તરાંહ તો કાંલે જ ઉલટુલાંટ મારતાક ને ઉલટી તરાંહ, જેમ ફાવે તેમ આચરન કરવાની અને ઘડી ઘડી ફરી તોલવાની બી તેટલી જ છૂટ છે, અને તો બી લાગનીઓ છેરાઇ પરે ને લોહી ઉકાલા પર ચ્હડે એવા વિસયમાં એક બીજાની લાગનીઓ અને વ્હાલી રસમોને પૂરતું માન આપીને જ કામ લેવાની આપરી સૌની ફરજ દેખૈતી છે.

(રુ૦ બેસી જાય છે ત્યાં એક નોકર નીરાનું ગડિયું લાવીને મોટી ટીપાઇની વચમાં મેરીએ તુરત જ ગોઠવી આપેલા ફુલોના ગોલાકાર વચ્ચે ગોઠવે છે)

## બેહરામ

(તેને) દસન, લાંબું ભાપણ કરીને આય રુસ્તમજી બાવાનું ગળું સુકાયું હોસે, પ્હેલ્લે એવણનો જ ગ્લાસ ભર. (દ૦ તેમ કરે છે.)

## કંચન

(પોતાનો ગ્લાસ ધરતો) પશુઓમાંથી ઉત્પન્ન થતી ચીજો ખરી રીતે નિર્દોષ કહેવાય નહીં. વનસ્પતિ–આહારના યુરોપી હિમાયતીઓ દૂધ, ઘી, પનીર, માવો આદિને દૂષિત ગણે છે, અને ઈંડાં તેમ આવી નીરા, તાડી, દારૂ જેવી ચીજોને નિર્દોષ ગણે છે. આપણા અસલનેરની હાઇસ્કૂલના હેડમાસ્તર મિ. પીઠામાલેક તો વિલાયતી દારૂને 'આબે હયા' બી કહે છે: 'Brandy is vitality'–એ એમના બોલ આપણામાંથી ઘણાએ કોઇ ને કોઇ વખત સાંભળ્યા જ હશે.

(બંને ટીપાઇઓ ઉપરથી કંઇક નાપસંદગીની ક્ષણિક છાયા વહી જાય છે; કં૦ એકલો–ગ્લાસ ખાલી કરવામાં પડેલો–તે જોતો નથી.)

## ભગુભાઇ

કંચનભાઇ, માદક પદાર્થોના સેવનનો વિષય નિરાળો છે અને આ આહારના વિષય જેટલો જ મોટો છે. આજ આપણે આહારના વિષયને જ વળગી રહિયે તો સારું. સેળભેળ આહારની વિરુદ્ધ શું બોલાય છે તે સાંભળવા હું આતુર છું, બલ્કે આપણે સૌ એકસરખા આતુર છિયે. પણ અત્યાર સુધી એવા આહારના લાભની જ દલીલો ચાલી છે, તો પ્રથમ એ

પક્ષ પૂરો કરી લઇયે. મોહનલાલ, ત્હમે હજી સુધી અક્ષર સરખો બોલ્યા નથી; ત્હમારો શો મત છે ?

( મોટી ટીપાઇ ઉપર ભ૦ સિવાયના છએ નીરો લીધો એટલે પોતે પણ નીરા માટે ગ્લાસ ધરીને-)

## મોહન

( ઉભો થાય છે. પણ વળી ખુરસીના એક હાથાને છેડે બેઠા જેવું કરી ટીપાઇ ઉપર એક હાથ ટેકા માટે રાખીને ) મ્હને મ્હારા સદ્‌ગુરુએ તટસ્થતાનો પાઠ બોધ કરેલો છે. આ દુનિયા અને તેમાંનું સર્વ આળપંપાળ માયા છે. આપણે કલિકાલનાં હીનબલ ક્ષણભંગુર માનવી શું સત્ય મેળવી શકિયે શું મત બાંધી શકિયે, શી પ્રવૃત્તિ સામે પૂરે નિભાવી શકિયે ? માટે જેમાં તેમાં વિરક્તિ જ સાધવી. વળી વિરક્તિ રાખવા અને કેળવવાના રામબાણ ઉપાય પણ સદ્‌ગુરુએ બતાવેલા છે, તે જુદા જુદા ગણવા જઇયે તો આસક્તિના પ્રસંગો મુજબ અસંખ્ય છે, પણ તે સર્વનું બીજ ચિત્તવૃત્તિની અમુક જાતની દશામાં છે. આપણે કેવી દશા કેળવવી કે ડગલે ડગલે વિરક્તિ સિદ્ધ થતી આવે ?

ઊંઘતા સુંદર બાલકના હસમુખા હોઠ આપણને ચૂમી લેવા લલચાવે, તે પલે એ જ બાલકની મસ્તીની મોંકાણમાંથી છૂટતો ભેંસાસૂર ભેંકડો યાદ કરવો, એટલે ચૂમી કરવાની ક્ષણિક ઇચ્છા વીજળીવેગે પસાર ! ( ટીપાઇએ ઉપર હસાહસ. ) ભાઇઓ, હસો ના; હસો ના. તટસ્થ દશા અને વિરક્તિની જમાવટ હસવા સરખી બાબત નથી. મિત્રતા વા શત્રુતા બાંધતાં આપણ દરેકે ચેતતા રહેવું ઘટે કે એ જ માણસ જોડે શત્રુતા કે મિત્રતાના પ્રસંગ પણ આવે. તનદુરસ્તીમાં કે બિમારીમાં, ચ્હડતીના જુવાળમાં તેમ પડતીની ઓટમાં, હેલીની જલમયતામાં તેમ જ સૂકવણાની લૂમાં, તટસ્થ જ્ઞાની ચેતતો રહે છે કે પ્રથમ સ્થિતિમાંથી અકારણ કૂદતીક ને કુદરત તેનાથી ઉલટી દ્વિતીય સ્થિતિમાં યે જઇ પડે ! દોલત વિદ્યા, આબરૂ આદિ પાછળ પુરુષાર્થ કરતાં કરતાં યે સદા સંભારવાનું છે કે નિર્ધનતા, અંધાપો, બદનામી પણ વેઠવાં પડે. અને દિવસ દિવસના સામાન્ય આચારવ્યવહારમાં તો—

**महाजनो येन गतः स पन्थाः।**

મોટો માણસ, મહાપુરુષ, ખાસ કરીને જનસમૂહ રૂપ વિરાટ સ્વરૂપ જે કેડીએ જતો હોય તે કેડીએ આપણે પણ જવું.

દાખલા તરીકે, અહીં આજે આપ સૌ મ્હારા કરતાં મોટા અને મજ રંક જોવાને ધડો લેવા લાયક છો, તો અહીં આવતાં બે ટીપાઇ-ઓમાંથી એક મોટી જોઇ અને મેં તે ઉપર આસન લીધું. બીજું, આ ટીપાઇનાં ખાસ ખાણામાં ભગુભાઇ નામના જ ભળ્યા છે, કોઇ કોઇ ચીજ એકવાર ચાખી હશે તેને પણ બીજી વાર અડકયા નથી, અને નીરાનો તો એમણે નકાર જ કર્યો છે. મ્હને છ જણની એકમતિ સામે એટલે દરજ્જે જવું ઠીક ન લાગ્યું. વળી માણસને, તટસ્થ માણસને પણ, જીવનમાં જુદા જુદા પ્રયોગ કરી જોવા પ્રાપ્ત થાય છે જ. તો આ ત્રીશબત્રીશ વાનીનાં વિલાયતી, મુગલાઇ, અને દેશી ખાણામાંથી જે પાંચસાત ચીજ મ્હને હિંદુશાઇ લાગી અને ચાખતાં ગમી તે મેં ઠીકઠીક ખાધી છે, અને આ નીરો પણ ચાખી જોઉં છું.

(પ્રથમ ઘુંટડે જ ઉધરસ આવે છે.) આવાં ખાનપાન પ્હેલી વાર જ જોઉં છું તથાપિ અતડો રહેતો નથી. અતડાપણું તે એક તડ સામે વિરોધ કરી બીજાં તડમાં પડવાપણું હોઇ અતડાપણું તે સાચી તટસ્થતા નથી જ. સારાંશ કે બહુમતિને માન આપવું તે પણ નહીં લૂખું તેમ નહી આગળ પડીને. વિરતિ અને તાટસ્થ્યના સાધકને માટે ભાર દઇને બોલવા જેવી, આગ્રહથી વળગવા જેવી, આગળ પડીને પ્હેલ કહાડવા જેવી, આ માયાવી તરંગભંગી સૃષ્ટિમાં કઇ વસ્તુ છે જે?

(નીરો ફરી જરા ચાખીને પાછી ઉધરસ આવતાં ગ્લાસ આઘો મુકી દે છે, અને બેસી જાય છે. બેo ની નિશાનીથી દસરો એ ગ્લાસ ઉપાડી લે છે, ઠંડા લેમનેડનો ગ્લાસ તેને બદલે મુકે છે, અને મોં સાફ કરવા માટે ચોકખું પાણી આપે છે.)

## બેહરામ.

બિરાદરો, મિ. લાડ એમના વિદ્વત્તા-ભરપૂર ભાષણમાં સવાલ કરે છે જે આ માયામય બ્રહ્માણ્ડમાં વિરક્તિના સાધકને આસક્ત થવા સરખી

કોઇ બી ચીજ છે? એ સવાલનો હું એમની જ ફિલસુફીને અનુસરતો જવાબ દઇશ જે—વિરક્તિની જ આસક્તિ!

### મોહન

ના, જી. વિરક્તિ અને તટસ્થતાની ભાવના સૂક્ષ્મ અને પ્રવાહી જેવી છે, સ્થૂલ દિશાબદ્ધ ઘન પદાર્થ નથી. વિરક્તિની આસક્તિને તો અમારા સદ્‌ગુરુ છેલ્લું અને સૌથી વિકટ મોહસ્થાન ઠરાવીને તેનાથી દૂર અતિદૂર રહેવા ફરમાવે છે.

### મગન

પણ આવા મંડળને બદલે કોઇ વાર ત્હમે દૈવયોગે ભંગિયા કે એવા કોઇ ટોળામાં ફસી પડો ત્યારે?

### મોહન

તો તેટલો વખ્ત તેમને બી અતડા ન લાગિયે એમ સમાલીને ચાલવું ઘટે. દેશ તેવો વેશ; જેવું વન તેવી ઓષધી; જેવાં આસપાસનાં પ્રાણીઓ તેવો વાણિયો.



### અચવતો

(ધીમેથી) હત્ ત્હારી સ્વાર્થસાધુ ભૂતારાની! (હો૦ ર૦ તેને અટકાવે છે.)

### રુસ્તમ

(ઉભો થઇ સૌનાં ખાલી ગ્લાસો ભરાવીને) મિ. લાડ, આજ તમારી નવી પિછાનનો લાભ મલિયો તેથી મુને ઘનો આણંદ થાય છ. લ્યો સૌ બિરાદરો એવણની સલામતી!

### મોહન

(એકદમ વચ્ચે પડી) નહીં નહીં જી. મ્હારા જેવાની સલામતી હોય નહીં. ત્હમારે લેવાડવી જ હોય, તો લેવડાવો રમણભાઇની, જેમના

વગર હું, મિ. દોલતરાય, કે મિ. દ્વિવેદી આજે અહીં હાજર ન હોત વળી હું ધારું છું કે આજ પ્હેલાં આપની પિછાનનો લાભ અમારા ચાર-માંથી કોઇને બી મળેલો નથી.

રુસ્તમ

એમ તો છેક નહીં. મિ. દોલતરાય હાલ અચ્છું ક્રિકેટ ખેલે છે, તે એઓને હરીત્રન વરસ અગાઉ બેટ બી સીધું ધરતાં લવજી સેઠના કમ્પાઉન્દમાં પ્રથમ સીખવનાર સેવક જ હુતો; અને તે પછી અમે ઘના ગે કલાક સાથે ગરાઉન્દ પર તેમ બીજે ખુશખુશાલ ગાલ્યા છ, જો કે એમના બેહદ સરમાલ સ્વભાવને લીધે અમે એકબીજાથી હજી બી પૂરા હળી જવા નથી પામ્યા.—પન તમારો સુધારો માથે ચ્હડાઉં છ. બિરાદરો, લીજિયે આપરા ચારો સેઠિયાઓની સલામતી! હિપ, હિપ, હુરે! હુરે એ! હુરેએએ!

(સૌ ઉઠી એકબીજાનાં ગ્લાસ અડકાડી અડકાડીને રુચિ પ્રમાણે પિયે છે. કં૦ પાછો આખો ગ્લાસ ખાલી કરે છે.)

રુસ્તમ

બિરાદરો, વાનિયાગત તો આપરા સર્વેના અનુભવમાં ઠેકઠેકાને આવેલી હોસે, પન એવા દેખૈતા નાપસંદ રોપાને બી આવી સુંદર અને ઉંડી ફિલસુફીનું ખાતર પૂરનારા ગુરુમહાન્તો આપરામાં પેદા થઇ ગિયા છ, એ અજબ તવારીખ તો આજે જ સમઝવામાં આવી. વારુ, આય ટીપાઇ ઉપરના બીજા કોઇને હવે આય ખટમીઠી ચકચારમાં કંઇ ઉમેરવાનું છે? (કં૦ હાથ ઉંચો કરે છે.) અચ્છા, મિ. કંચનરાય, પેલ્લાં જરા અહિંસાના તતવને લગતી એકબે બાબદ સેવકને રજૂ કરવાની છે. જુવો, બિરાદરો, એક જાતના ઘાસમાંથી કેલવી કેલવીને જેમ સજાત માનસજાત ઘઉં પેદા કીધા છ, તેમ આપરી પાલેલાં પસુપંખીની હાલની તમામ જાતો માનસજાતની પોત્તીકી સરજત છે; મોટ્ટી નાનલી જે નંબરની આપરે જરૂર પડે, તેટલી તેઓની વસતિ આપરે જ ઉપજાવિયે છ; અને એ પેદા કરેલા પોત્તીકા માલને ખપમાં લઇગે છ. સામ્મે, કોઇ કોઇ એવી દલીલ ઉઠાવે છ કે પાનીમાંના માછલી જેવા ઠંડા લોહીના જીવ તે જાને કે જીવ

જ નહીં ને ખવાય, પન જમીન ઉપરના કે આસમાનમાં ઉડતા ગરમ લોહીના જીવ તે જાને કે પૂરા જીવ, આપરી મિસલના જ, તે ખાવામાં પાપ. કોઇ વલી લોહીની ગરમીને બદલે નખની ગનતરી ઉપર જાય છ, ને લીટી મારે છ, કે આટલા નખ હોય ત્યાં વેર ખાવામાં દોસ નહીં, વધુ હોય તેવા જીવ ખાવા હરામ. ઉત્તર હિંદમાં ઘના હિંદુઓ બકરા ને ઘેટામાં ફરક ગને છ શિકાર કરેલા પંખી ખાય, તલાવના ન બી ખાય, વગેરે, વગેરે. એક જાનીતો લેખક અજબ થઇને નોંધે છ,—" India is the only country in the world where the meat-eaters attend to the sex of the meat; of some species, the male is allowable, the female is taboo; in other cases, the taboo is on the other sex: what nonsense ! "

હોસે. એવી એવી વિગતોમાં ઉતરિયે અને માનસ માનસના ફાંતાઓ તપાસવામાં પરિયે, તો પાર જ ન આવે. મૂલ મુદ્દાને પકરતાં, તમો હિંદુઓની અહિંસાની ભાવનાથી તોબા બી પોકારવી પરે છ. સેડિયાઓ, હું આ મારી સગી આંખે જોયલું જ કેહુવસ, ને તેવું તમે બી જોસો એતલે તમારી પન ખાતરી થસે જ. (ટીપાઇ પરથી એ જણુ—ડીયર ! ડીયર !) તમે વાઘવરુને ને કાલા નાગને બી મારવા ન દો એ સું કહેવાય ? આનું નામ જો દયા તો ગોઝારી કરૂરતા સેને કહીસું ! વલી તમુ લોકની સૌથી અજબ નાચારી તો એ છે જે તમારી પાંજરાપોલોમાં દસબાર વરસ વેરં હલ કોસ ને ગાલ્લાં ખેંચીને અંગતોર મેહનત આપનાર બેલ જેવા કીંમતી જાનવરને, યા પંદરસત્તર વરસ પૂર વેગે ગાડી ખેંચવાની જેહમત ઉઠાવનાર ઘોડા જેવા ઉમદા પરાનીને તેની જઇફીમાં સું કરો છ ? અરે પેટપૂરતું તે બિચારાં મૂગાંઓને આપતા બી નથી, મતલબ કે તેને કરાકા પરે છ,—તે મોટા પ્હાડ જેવા આંગ ભૂખમરાથી ગલાઇ ગલાઇ રીબઇ રીબઇને રામસરણ સિધારે છ !

તમુ લોકોની અહિંસાની ઉપરતપકે નીતિની દેખાતી ભાવના આય રીતે વેહવારમાં અનીતિની થઇ ગઇ છ, તો એ ભાવનાની હદ્દહુદ્દ બાંધી ગોયા તેને નીતિના ચોકકામાં સુરેખ બંધબેસતી કીધા અગાઉ ખોરાકના કે કોઇ બી વિસયમાં લગાડેલી સા ખપની ?

બસ, સાહેબો, કોઇની બી લાગની દુઃખાઇ હોય તો દરગુજર કરજો. બોલો, કંચનરાય, હવે તમારી વારી.

## કંચન.

( ઉઠીને ) શાબાશ, મિ. રુસ્તમજી, ત્હમને હું ઘણે ભાગે મળતો આવું છું. બીજા ભાઇઓએ રજૂ કરેલી દલીલો પણ વજનદાર છે. પરંતુ તેમાં સ્વતન્ત્રતાની દલીલને મ્હારા અધીન મત પ્રમાણે ઘટતું વજન અપાયું નથી. બંધુઓ, આ ચર્ચા અમુક બે પ્રકારના આહારમાંથી કયો વધારે સારો એ રૂપની ચાલી છે. પણ એ રૂપ જ સંકુચિત અને નીચી પાયરીનું છે. આપણો ખરો વિષય આહાર–સ્વાતંત્ર્યનો છે. સ્વતંત્રતાની કસોટી એટલા રાજકીય પ્રદેશની નથી. વ્યક્તિસ્વાતંત્ર્યનું વૃક્ષ જીવનના દરેક પ્રદેશમાં શાખાવિટપ પ્રસારી ફાલે છે, ત્યારે જ તેના ઉપર રાજકીય સ્વતંત્રતાના ફુલ–ફલ આવે છે. આહાર–સ્વાતંત્ર્ય આવા સર્વદેશી સ્વાતંત્ર્યનું એક અંગ છે. ધર્મને નામે વા નીતિને બ્હાને, રૂઢિના દાબથી કે નાતના ધાકથી, સંસારના વાતાવરણથી કે આશ્રમઘટનાની મર્યાદાઓ વડે, વ્યક્તિને અર્થાત્ આત્માના સ્વાતંત્ર્યને કોઇ પણ પ્રકારની મના કરવામાં આવે, તે વ્યક્તિના આત્મવિકાસનો સંકોચ કરનારી છે, માણસ માણસને તેમ જનતાને બંધનકારી છે. વળી આપણા મોહનભાઇએ જે વાણિયાશાઇ વ્યવહારનીતિને છાપરે ચ્હડાવી, તે તો વ્યક્તિસ્વાતંત્ર્યની તીક્ષ્ણ દૃષ્ટિએ ઘોર અનીતિ છે. બહુમતિની કીંમત ક્યારે છે ? જ્યારે એમાંનો દરેક મત ખરેખરા નરનો હોય ત્યારે જ. હૈયે તે હોઠે, વૃત્તિમાં તે કૃતિમાં, જે ઘરને ખૂણે એકાંતમાં કરવું યોગ્ય તે જ હજારો માણસના સમુદાયની વચ્ચે છાતી કહાડીને કરવું યોગ્ય,–એ સત્યનિષ્ઠા, એ દઢાગ્રહ જેની રગોરગમાં નથી, તે નામર્દ છે, તેનું જીવન ગુલામિયતનું છે. અને એથી ઉલટું, મનવચનકાર્યની એકરૂપ, પારદર્શક, સરલ નિખાલસતા જ વ્યક્તિસ્વાતંત્ર્યનો આત્મા છે. મિ. રુસ્તમજી એમના સચોટ ભાષણમાં કહી ગયા કે હિંદુઓની અહિંસાની ભાવના સુધારવાની છે. પણ હું એથી આગળ વધીને એમ કહેવા માગું છું કે એ ભાવના સુધરી શકે એવી છે જ નહીં. કેવલ આત્મવિકાસની સ્વતંત્રતા જ અહિંસાને પાત્ર છે, અને એની વિરોધી તમામ વસ્તુઓ હિંસાને જ પાત્ર છે. અહિંસા અહિંસા શું કરો છો ! ગુલામિયતની સંસ્થાઓ, ગુલામિયતની રૂઢિઓ, ગુલામિયતના વિચારો, અને ગુલામિયતની ઉંડામાં ઉંડી વૃત્તિઓના ચૂરેચૂરા કરશો ત્યારે જ સ્વતંત્રતા આત્મવિકાસ અને દેશોદયનાં શુદ્ધ પ્રતાપી બીજ રોપી શકાશે. " યાહોમ કરન્તા ચ્હડો ફતેહ છે આગે ! "

### ચ્યવન

મિ. કંચનરાય, ત્હમારા મતનો સાર એક અનુષ્ટુપમાં જ કહું:—

स्वातंत्र्यं परमं श्रेयः स्वातंत्र्यं प्रेय एव हि ।
स्वातंत्र्यं हि परा शक्तिः स्वातंत्र्य मेव जीवितम् ॥

### કંચન

અરે, વાહ, મિ દ્વિવેદી, સામા પક્ષ તરફથી ઉદારતાનો આવો અપૂર્વ અનુભવ આનંદદાયક છે. આવા આવા શ્લોક આપણાં જરીપુરાણાં વેદપુરાણોમા ઘુસાડી દેવાય કની તો સુધારકોને પોતાનો વાદ શાસ્ત્રાધારથી પણ સાબીત કરવાની શી લિજ્જત આવે!

### ભગુભાઇ

સુધારકોને વળી શાસ્ત્રાધાર જોઇયે છે જ ક્યાં?—અગર જોઇતો હોય તો

युगे युगे युगधर्माः અને रूढि रेव बलीयसी

એ અડગ અને મોટા મંદરાચલ જેવા આધાર ગમે તે નવા તથાપિ ઘણાને રુચતા આવતા સુધારાને કાલક્રમે શાસ્ત્રસંમત કરાવવાને માટે ક્યાં ઓછા સંગીન છે?

### મગન

(ચ્ય૦ બોલવા ઉઠયો છે તેને થોભાવીને બેઠો બેઠો જ) ભગુભાઇ, કંચનભાઇ, મિ. દ્વિવેદી, વિષયાન્તરમાં તણાઇયે તે ઠીક નહીં. આ ટીપાઇએ ખોરાકની છૂટનો પૂર્વપક્ષ ઠીક રજૂ કર્યો છે. હવે તો અમે સૌ ત્હમારી રૂઢિપાલક ટીપાઇ પોતાના પક્ષનો શો બચાવ કરી શકે છે તે સાંભળવાને અત્યંત અધીરા થઇ રહ્યા છિયે. માટે મેહરબાની કરીને આડા અવળી લટારો ન મારતાં મુખ્ય મુદ્દાને જ વળગી રહેશો.

**ચ્યવન**

એટલે એમ કે ત્હમે સાહેબોએ મનમાનતા વિષયાન્તરોના મરીમસાલા વડે ત્હમારો પક્ષ તેજ બનાવ્યો, અમને એ છૂટ પણ નહીં. વારુ, ભાઇઓ, એમ તો એમ.

કંચનભાઇ, ત્હમારા જુસ્સાદાર ભાષણને તો એક જ સંબોધન ઘટે:—" O Liberty ! what sins are committed in thy holy name ! સ્વતંત્રતા દેવિ ! ત્હમે ભદ્ર–પ્રસવા શિવા છો, તેમ શુભાશુભ બંનેનાં કાલકરાલ મહાકાલી પણ ત્હમે છો: ત્હમારો વામમાર્ગ સત્યાનાશનો જ ! " કંચનભાઇ, આત્મવિકાસ પૂરતી સ્વતંત્રતા અને સાથે આત્મવિકાસ પૂરતું નિયંત્રણ, એ બંને, ઉચ્છેદક ગણાતા તેમ રૂઢિપાલક કહેવાતા બેય પક્ષના અનુભવી સમતોલ મગજના દૂરદર્શી હિતૈષીઓને એકસરખાં ઇષ્ટ છે. એમના વચ્ચે મતભેદ પડે છે, ફરી ફરીને ઉભા થાય છે, યુગે યુગે ઉઠ્યા જ કરે છે,—સ્વતંત્રતા અને નિયંત્રણ વચ્ચે શી કેવી કેટલી મર્યાદાવ્યવસ્થા ઘટે તેના જ. વિષય ગહન છે, પણ આપણે એક સ્હેલોસટ દાખલો લઇયે. કોઇ પણ ઘરની નિવાસસ્થાન તરીકેની યોગ્યતાનો કયાસ શા ઉપરથી કરીશું ? હવાઅજવાળાં માટે બારણાંબારી જોઇયે, તેમ જુદા જુદા ઉપયોગને માટે જુદા જુદા ખંડો પણ જોઇયે. ખંડખંડની કે આખા ઘરની દિવાલોને બંધન જ કહેવાં, બારીબારણાંને જ સ્વતંત્રતા કહેવી, એ તો હસવા જેવી જ વાત છે.

**મગન**

કંચનભાઇ બોલ્ડ આઉટ ( bowled out ) !

( સૌ છરીકાંટા ખડખડાવે છે. કં૦ ડોકી ધુણાવતો ધુણાવતો પણ તેમાં ભળે છે. )

**ચ્યવન**

ત્યારે વ્યક્તિસ્વાતંત્ર્યના ખાલી ગડગડાટને વટાવી આગળ ચાલતાં મિ. બેહરામશાની રાજકીય સ્વતંત્રતાની દલીલ ઉપર આવિયે. એમના ટેકામાં બીજા ભાઇઓ બોલેલા છે તે પણ સાથે જોઇ લેવાશે. લશ્કરી લાયકત વગર સ્વતંત્રતા અશક્ય એ અમે પણ સ્વીકારીશું. પણ લશ્કરી

લાયકતને માટે શિકારની આદત અને મિશ્ર ખોરાકના કરતાં ચારિત્ર્ય અને નીતિબલ અને સંઘશક્તિ ઘણાં વધારે આવશ્યક છે. બાહુબલ અને લશ્કરી લાયકત સૌથી વધારે હબસીઓમાં છે. તેઓનું હજી સુધી તો એકે સ્વતંત્ર સ્થાયી રાજ્ય છે નહીં એ શું બતાવે છે? સેળભેળ ખોરાક લેનારમાં પણ લશ્કરી લાયકત તેમ સ્વાતંત્ર્યને જોઇતાં ચારિત્ર્ય, નીતિબલ, આદિ હોઇ શકે એની કોણ ના પાડે છે? હિંસા—રહિત શુદ્ધ ખોરાક લેનારામાં એવા ગુણો ન જ હોઇ શકે એ ત્હમારે સાબીત કરવું જોઇતું હતું, પણ તેનો તો ત્હમારા પક્ષમાંથી કોઇએ પ્રયત્ન પણ કર્યો નથી, અને મિ. દિવાનની દલીલોને તો દલીલનું નામ પણ ઘટતું નથી. માંસાહારી પશુપંખી સાથે આપણા વિષયને નિસબત જ નથી. અને હોય તો યે જરા વિચારી જુવો ને કે કૂતરો માંસાહારી છે, તથાપિ આપણે એને પૂરેપૂરો વશ કરી શક્યા છિયે. વળી માંસાહારી પ્રજાને પરરાજ્ય વશ કરી શકતું નથી એ તો કેવળ ગપાટો છે. એક બીજા ભાઇએ જ એનો જવાબ વાળ્યો છે કે હિંદુઓનો પણ મોટો ભાગ માંસમત્સ્યાહારી જ છે, અને એ તથા આપણે સૌ સેંકડો વર્ષથી પર' દશા ભોગવી રહ્યા છિયે તે કોણ જાણતું નથી?—

### રુસ્તમ

—ચાલો બેહરામશા irrelevant (ઇરૂરેલેવન્ટ); ભળતું ભરડનારા ઠાકોરલાલ સ્તમ્પ્ડ (stumped, !

### ચ્યવન

—પ્લીઝ (please)! મ્હને ભાષણ કરવાની ટેવ નથી; વચ્ચે કોઇ બોલે તો મ્હારો તાર ત્રુટે છે.

વારુ, હિંદ બ્હારની પણ માંસાહારી પ્રજાઓએ પરાધીનતા ભોગવ્યાના દાખલા સંખ્યાબંધ છે. વળી જાપાનનો દાખલો લેવાની ભલામણ કરવામાં આવી છે. આ વિષયમાં જ નહીં, આ સ્થલે જ નહીં, ઠેકઠેકાણે, કોઇ પણ વિષયમાં એવી ભલામણ કરવાની હાલમાં રીત પડી ગઇ છે. પણ એકલા જાપાનનો દાખલો લેવાની ભલામણ શા માટે? ઇંગ્લાંડ, અમેરિકા, જર્મની, ફ્રાન્સ, એ કોઇનો શાને ન લેવો? અરે જે જે જ્યાં જ્યાં ખરેખર હિતકર હોય તે તેની હિતકરતાને માટે લેવું, ન

તે અમુક સ્થાનનું છે તે માટે,–લઇને તેને વાવી ફેલાવી સ્વદેશી જ બનાવી દેવું, એ જ સમુન્નતિનો ધોરી માર્ગ છે.

પણ ખોરાકમાં મિશ્ર ખોરાક વધારે હિતકર છે કે દ્રાવિડ બ્રાહ્મણો, જૈનો, વૈષ્ણવો, અને આપણે ઉચ્ચ વર્ણ ગુજરાતીઓ લઇયે છિયે એવો મત્સ્યમાંસ વિનાનો ખોરાક ખરેખર હિતકર છે, એ જ આજની ચર્ચાનો પ્રશ્ન છે. હવે મિશ્રાહારની તરફેણમાં આજે બોલાયું છે ઘણું અને આગ્રહ પૂર્વક, પરંતુ તેમાં મ્હારું અધીન મત પૂછો તો સંગીન દલીલો થોડી જ જોવામાં આવે છે. બેત્રણ દલીલોના જવાબ મેં મ્હને સૂઝ્યા તેવા વાળ્યા પણ. અને હવે મ્હને લાગે છે કે મ્હારે લેવો ઘટે તેટલો બધો ય વખ્ત મેં ખલાસ કર્યો છે. તેમ મ્હારી ખંડનની વાતો નીરસ જણાય એમાં પણ નવાઇ નહીં. પૂર્વપક્ષ કરનારને ખંડન કરવાની જરૂર હોતી નથી, તેમ ચર્ચાના આરંભમાં સૌનું કુતૂહલ તીવ્ર હોય, એટલે કોઇ પણ બાબતમાં બચાવ કરવાનું સ્થાન લેવું પડે એ કમનસીબ જ છે. ખંડનકાર્ય હજી બાકી તો ઘણું છે, પણ, રમણભાઇ, આપણા પક્ષના એકંદર લાભને જ પ્રધાન ગણિયે તો બાકીનાં ખંડનને કોથળે ઘાલી મંડનકાર્યમાં જ એકદમ મંડવું જોઇયે. તે મ્હારા પછીના બંધુઓ બહુ સારી રીતે બજાવશે, એવી મ્હારી ખાતરી હોવાથી હું બેસી જવાની રજા લઉં છું.

### મોહન

( ધીમેથી ) વાહ વાહ, છેવટે તો વાણિયાગત જ કરી કની !

### ભગુભાઇ

( ધીમેથી ) ચપો, જુવો હવે રમણભાઇ ઉઠે છે, સાંભળો.

### રમણભાઇ

ખંડનમંડન એમ જુદા જુદા વ્યાપાર નથી. સવળી બાજુએ જે મંડન દેખાય છે તેની અવળી બાજુ તે ખંડન છે. સામસામાં ખંડનોથી છણાતું છણાતું વધારે સૂક્ષ્મ સત્ય હાથ આવતું જાય છે. ખંડન કહો કે મંડન કહો, મ્હને પ્હેલી વાત એ સુઝે છે કે સૌને–આખી જનતાને–ઉચ્ચ નીચ મધ્યમ સૌને એક જ ધોરણ લાગુ કરવું એ ઘણી ઘણી બાબતોમાં

અશક્ય છે. લાકડાંના ભારા, રૂની ગાંસડીઓ, કે દાણાના મોટલા ઉંચકવામાં જેનો દિવસ જાય, જેનું મુખ્ય કામ અંગબલ, સ્નાયુ, કે શરીરના ઉપયોગનું છે, તેનો ખોરાક શરીરને સાધારણ જ તસ્દી આપનાર અને આખો દિવસ વર્ષોનાં વર્ષ મગજને ખેડનાર માણસોના ખોરાકથી જુદો પડી જ જાય. વળી જ્યાં ધાન્ય શાક ફલાદિના ભાત ભાતના પાક પૂરતા જથ્થામાં હોય નહીં, અને મત્સ્યમાંસ પુષ્કળ હોય, ત્યાં મત્સ્યમાંસનો નિષેધ કરનાર વાયલમાં જ ખપે. આહાર માણસને માટે છે, અને આહાર મેળવવામાં જ માણસની લગભગ બધી શક્તિ ખર્ચાઇ જાય, એવી દશામાં નથી સુખ કે નથી માણસાઇની ખીલવટ. મત્સ્યમાં અને ઇંડાંમાં આહાર તરીકે જે ગુણો છે તેવા ગુણોવાળી બીજી વસ્તુઓ મેળવવાની જે લોકોની શક્તિ નથી, તેમને એ આહારથી વારવામાં પાપ જ બેસે.

પરંતુ લોકોની શક્તિ એટલે માત્ર વ્યક્તિની શક્તિ લેવી ન ઘટે, સંઘશક્તિ વડે દરેક વ્યક્તિની શક્તિ વધી વધી જાય છે એ સદૈવ યાદ રાખવું ઘટે. લંડન જેવાં શહેરમાં એક આને લગભગ આખો ગ્લાસ ભરાય એટલું ચોકખું અને કસદાર દૂધ મળે છે, હર કોઇને હર વખ્ત મળે છે, તેટલું અને તેવું દૂધ મુંબાઇમાં ઘેર ભેંસ બાંધેલી હોય તેવા ધનવાનો જ જોવા પામે છે. આવા દાખલાથી સિદ્ધ થાય છે કે વૈવિધ્યનું આવશ્યક તત્ત્વ જાળવીને અને સ્થિતિ સ્થિતિના ફરક ભૂલ્યા વગર આપણે આપણા સમઝુ અને ઉપલા વર્ગના લોકો માટે જે ખોરાક ઉત્તમ ગણિયે તે પૂરતા જથ્થામાં અને માફકસર દરે મળ્યા કરે એવી યોજના આપણે પણ સંઘશક્તિ બળે રચી શકિયે, કોઇ પણ મોટો દેશ રચી શકે. એટલે મોંઘાસસ્તાનો સવાલ આપણા ઉપલા વર્ગના લોકોને માટે ઉડી જાય છે. અને ઉત્તમ ખોરાક કયો એ જ આપણે વિશેષ વિચારવાનું રહે છે. ઉત્તમ એટલે આપણે માણસ તે આપણી માણસાઇ જેને ખરેખર ઉત્તમ લેખે સ્થાપે તે.

મિ. રુસ્તમજીએ કુદરતની દલીલ રજૂ કરી છે. એમણે એના ઉપર ઓર ભાર મુક્યો હોત તોપણ નિભત. કુદરતમાં તો અન્યોન્યાહાર એટલે સુધી પ્રવર્તે છે કે **जीवो जीवस्य जीवनम्.** જનતાના ઇતિહાસમાં યે છેક પુરાતન આરંભકાલની દશામાં, અને આપણે અહીં પણ રામાવતાર પ્હેલાં માણસો જ માણસોને ખાતાં હતાં, અને પાસિફિક મહાસાગરના છેક જંગલી ટાપુઓમાં એ સ્થિતિ હજી યે ચાલી રહી છે. દુનિયાના મોટા

ભાગમાંથી આ ભૂસાઇ ભૂલાઇ પણ ગયું છે શાથી ? માંસાહાર પણ યુરોપઅમેરિકાના વિચારશીલ ઉચ્ચ વર્ગના લોકોમાં ઘટતો જાય છે શાથી ? અશોકે અકબરે પોતાનાં બાદશાહી ગંજાવર રસોડાંઓમાં માંસાહાર ગોવર્દ્ધન પર્વત જેવડા મેધ–ચુમ્બિ ઢગલાઓમાં ચાલતો હતો. તે છેક ઓછો કરી નાખેલો શાથી ? બંધુઓ, બાબત જરા સૂક્ષ્મ છે ખરી, પણ કોઇથી યે ન સમઝાય એવી છે નહીં. માણુસ કુદરતમાં છે; છે જ. પરંતુ પશુપંખી આદિ કુદરતી તમામ સરજત જ્યારે કુદરતમાં જ છે, ત્યારે એક માનવજાતિ કુદરતનું એવું પ્રાણી છે કે તે કુદરતની બ્હાર કુદરતની ઉપર પણ છે; કેટલું તે આપણે ચોક્કસ જાણવાને સમર્થ નથી; તથાપિ વધારે નહીં તો સ્ત્રીથી જેમ પુરુષ બે આંગળ ઊંચો છે, તેમ કુદરતનો પ્રાણી છતાં માણુસ કુદરત કરતાં બે આંગળ ઊંચો છે; બે આંગળ જ, પણ ઊંચો તે ઊંચો; અને એમ ઊંચો રહેવામાં જ એની ખરી માણુસાઇ છે. કુદરતે જ માણુસને ઘડ્યો છે, પણ કુદરતે ઘડતાં ઘડતાં તે એવો ઘડાઇ ગયો છે કે હવે તે પોતાની જાતને અને કુદરતને પણ છે તે કરતાં વધારે સારી ઘડવા થોડોઘણો સમર્થ છે, તેમ કરવા પાછળ તે વધુવધુ મથતો જાય છે, અને એવા મથનમાં જ એની ખરી માણુસાઇ છે. માણુસની માનવતા એના શરીરમાં નથી, એના પશુઓને અશક્ય ભોગવિલાસમાં નથી,–આ કુદરતને અને પોતાની કુદરતને પણ વધારે સારી ઘડવાના મથનમાં જ માણુસની ખરી માનવતા છે. પુરુષનું પૌરુષ તેમ સ્ત્રીનું સ્ત્રીત્વ બંને એમાં જ છે.

હવે હું ત્રીજી અને છેલ્લી બાબત ઉપર આવું છું. એ કંઇક વધુ સૂક્ષ્મ છે, ગહન પણ હશે, પણ કોઇથી સમઝાય નહીં એવી તો એ પણ નથી. માણુસનું બ્રહ્માંડને તેમ પંડને વધારે સારાં–જરાક જ પણ વધારે સારાં–રચવાનું સામર્થ્ય એની પોતાની પ્રકૃતિના કયા તત્ત્વમાં હશે વારુ ? કુદરતમાં માણુસની નજરે, માણુસની માણુસાઇની નજરે, શું શું અપૂરતું જણાય છે વારુ ? કુદરતમાં અગાધ ભવ્યતા છે, ઉભરાતી અને છલકાતી નિત્ય અવનવી સમૃદ્ધિ છે, અનંત વૈવિધ્ય છે. માણુસની વામણી વામમાં કુદરતની લંબાઇ, ચોડાઇ, ઉંડાઇ, કે ઉંચાઇ એકે આવે એમ નથી. આવી બાબતોમાં કુદરતને મુકાબલે માણુસ જ અપૂરતો, દીનહીન, ક્ષુદ્ર, એક મગતરા જેવો, છેક તણખલા સરખો છે. પણ–પણ–સ્વયંપ્રકાશ બુદ્ધિમાં ? અને આ પોતીકું, પેલું પારકું, એવી એવી સ્થૂલ નામરૂપની દિવાલોને

વીજળી–સ્પર્શે ઉડાવી દેનાર, સર્વને પોતામાં ઓગાળીને સ્વ કરી લેનાર, તેમ એથી ઉલટું પાછું સ્વને પણ ત્યાગરસમાં ગાળી નાખનાર,–અતુલબળી સ્નેહમાં ? બંધુઓ, ત્હમે જ વિચાર કરી જોજો, હું દલીલમાં નહી ઉતરું. માણસ કુદરતથી એ આગળ સવાગો છે તે એની સ્નેહપ્રેરિત દયાથી, એની પ્રેમજન્ય ઉદારતાથી, એની સર્વત્ર મૈત્રી ઉપજાવવા અને પ્રસારવાની ઉત્સાહી બુદ્ધિથી. આ બલ વડે જ તે કુદરતની અને જાતની સુધારણાને માટે મથી રહ્યો છે. અને અસંખ્ય ઠોકરો ખાતાં ખાતાં એ અસંખ્ય ઠોકરો ખાશે તથાપિ, **માણસ છે ત્યાં સુધી** તો ખસૂસ મંડયો રહેશે.

બંધુઓ, મ્હારે આ જે એ જ કહેવાનું કે ઉત્તમ ખોરાક કયો, માણસને માટે, માણસાઇની અસ્મિતાવાળા માણસને માટે ઉત્તમ ખોરાક કયો, તેનો વિચાર આ કરુણા, આ ઉદારતા, આ મૈત્રી, આ વિશ્વરતિની દૃષ્ટિએ સૌ પોતપોતાની જાતે કરી જોશો. મિ. રુસ્તમજી કહે છે, મરઘાંબતકાં, બકરાં,' અનેક જાતનાં પશુપંખી આપણે જ સુધાર્યાં, વાળ ને હાડકાં ને ચામડાં અને રેષા જ હતાં તેમાંથી સુંવાળાં, શોભીતાં, માંસલ, ચંચળ, હેતાળ બનાવ્યાં, અને ખૂબ વધાર્યાં. બહુ રૂડું કર્યું, ભાઇ. કુદરતની સુધારણાનો એ પણ એક પ્રકાર છે. એ કુદરતનાં બાળકોને આપણે પોતાનાં ગણી આપણે ખોળે લઇ, આપણાં દિલપસંદ બાળકો બનાવ્યાં. એ પ્રમાણે કરવામાં જ આપણી માણસાઇ આપણા સ્નેહ અને આપણી બુદ્ધિનો વિજય થયો. પણ ઉભા રહો, ભાઇ. કોઇ પણ વસ્તુ અંત સુધી જોઇયે નહીં ત્યાંલગણ તેનું ખરું પોત નક્કી કરવામાં ભૂલથાપ ખાઇ બેસિયે. આટઆટલું આપણે કરીને અંતે આપણે તેમને ખાઇ જઇયે એ તો આપણી માણસાઇનો અંત–મ્હને કહેવા દેશો કે પાછો ઘોર પશુતામાં જ આવે છે. અને **માણસાઇની અસ્મિતાવાળા માણસમાં પશુતા તે જ રાક્ષસતા.** બસ, બંધુઓ, મ્હને કંઇ લંબાણ થયું તે દરગુજર કરશો. ત્હમે આઠ અથવા છ તો ખરા જ અને અમે ચાર જ, એટલે અમારો પક્ષ રજૂ કરતાં અમે દરેક કંઇ વધુ વખ્ત લઇયે તે હક્કનો પણ ગણવા કૃપા કરશો.

**બેહરામ**

હયો આપણા આ દાક્તર રૂસ્તમ આવાના સ્તમ્પ્સ ( stumps ) ને ચકલીઓ ઉડીને ક્યાં પડયાં તે મ્હને કોઇ દેખાડશો ?

રુસ્તમ

(હસતો હસતો) બેહનુ જરા ચશમો મ્હરાવીને ટીકી ટીકીને જોસે તો માલુમ પરસે કે સ્તમ્પ્સ ચકલીઓ અને સેવકનું બેટ (bat) બી જુવો પેલાં તનાય પાવનીમાનાં તાણસાં ! સેવક રહ્યો પ્રેક્ટિકલ (practical) વય્વહારુ ખેલારી, ને આપરા રમણભાઇએ હશે કે કયો idealism of universal love યા ને વિસ્વપરેમની ભાવનાનો ચક્કરભંમર, તે સ્કોર શીત (score sheet) માં સેવકને નામે મ્હરયું મોતું ચક્કરમ્ ! હોસે, બા, હોસે. આ ખોરદાદસાલના ઓચ્છવને દિવસે આવાં નવરસ ભોજણ જમતાં જમતાં, આકાસમાં આ પંખાપંખેરુ સમાં વાદલાં ભાતભાતના ખેલ ખેલી રહ્યાં છ, અને વલી સામ્મે પાવની નદી સુધીનો દેખાવ એક નગીના વાડી જેવો પથરાઇ રહ્યો છ, તેમાં અધૂરામાં પૂરું આવો દિલ્લહલાવન સૂરીવાદ રમણભાઇના મધુરમધુરા સરોદે સમઝચે છ, એ બી એક લ્હાવ જ કની. વારુ, હવે મિ. પારેખ, ત્હમે બી ભાઇ આ અમારાં ભૂખાળવાં મજગોને કંઇ ગનાન–વાની પીરસસો કની ?

બેહરામ

(હ૦ હુ૦ ને સાન કરતો) જુવો છો, ગ્લાસ કયારનાં ખાલી પડયાં છ ? (છ એ ગ્લાસ માથા સુધી ભરાય છે. ઉ૦ અને સ૦ પોતાના ગ્લાસમાં પૂરતું છે એમ આનાકાની કરે છે તો બી.)

પાનાચંદ

ખોરાકનિર્ણયની ચર્ચાનો ગોળો ગબડતો ગબડતો મ્હને આવીને સ્પર્શે છે, તે મ્હારી કનેથી આ શોખીન મિજલસ શું પામવાની ? મેહરબાનો, મ્હને અહીં એક પ્રસંગ સાંભરી આવે છે. એક વખત કોલેજ છાત્રાલયમાં ગણેશ ચોથ કે એવા કંઇ પર્વની દક્ષણીઓની ઝિયાફત આવી. ભાત, વાંગીભાત, મસાલાદાર ખીચડી, અને પછી જલેબી અમે સારી પેઠે આરોગ્યાં. ત્યાં એક છેડેથી શ્લોક કે ગાન વારાફરતી બોલાવા માંડયાં. એકબેએ તો ઉસ્તાદી ઢબે ગાયું. સાધારણ ગાનારમાં પણ મ્હારા જેવા તાલસૂરના ભાન વિનાને રસ પડયો. એ ગોળો ગબડતો ગબડતો આવ્યો આપણી કને. કોઇના

ઋણમાં રહેવું જ નહીં એ આપણો દૃઢ નિયમ, એટલે પ્રથમ સવિનય જણાવ્યું કે આ બધા ગાંધર્વો પછી ત્હમને શું ગર્દભને સાંભળવા ઇચ્છા થઇ છે ? હોય બી ખરું. રુચિ જેવી ચંચળ અસ્થિર નારી હિમાલય ઉપર બડી ઠંડક અને કુદરતની અનુપમ સુંદરતા વચ્ચે બેઠી હોય ત્યાંથી કેવળ એ બી એક વાર તો અનુભવ લેવો એટલા જ કારણથી સહરાના રણમાં જઇ આવવાની પણ ઇચ્છા કરે ! ત્હમારે ય એવું થશે હો ! તથાપિ એ જક્કી જુવાનોએ ન માન્યું, અને આપણો રામ પણ એમની આગળ આંખો મીચી મુઠીઓ વાળતોક ને પેલી દલપતરામની " ભોજન આજે જમતા અમો " એ નીરસ લીટીઓમાંથી જે ચારપાંચ સાંભરી તે ઉલટ-સુલટ કડકડાટ ગડબડાવી ગયો. એ ઋણ એમ પતવ્યું. હવે આવી ત્હમારી લ્હેરીઓની વારી. લ્હેરીઓ ને વળી અસલનેરના એટલે પૂછવું જ શું ? તો આ મસાલાદાર, રંગબરંગી, ખુશ ખુશબોનાં, ભાતીગળ પ્રલોભનોવાળાં, ઉમદા ખાણાપીણાંથી ત્હમારાં રસસ્થાનો તર–ર–ર થવા આવેલાં છે, ત્યાં ત્હમારી આ સ્થિતિ–પરિસ્થિતિથી વિરુદ્ધ ધર્મી,–રે અંગૂઠાના મેલા નખથી માંડીને બોડકા માથાની ચકચકિત તાળકી સુધીનું દરેક અંગ ત્હમને બાળકની જેમ હયબત ખવડાવે અને દોઢ જોજન પાછા ધકકેલે એવા બેહદ વિરુદ્ધધર્મી,–જે અમારા જૈન મતની છતે શરીરે અશરીર જીવન જીવવાની ય ભાવના, તેનો જ એક ઝપાટો ત્હમને લગાવું.

મ્હારા એશ્કી મેહરબાનો, શું ત્હમે હજી આમિષનિરામિષના વમળમાં ગુંચવાયા કરો છો ? આવો આવો અમારા વંડામાં, નિધા કરો અમારાં રસોડાંમાં. અમે વનસ્પતિમાં પણ મૂલના ઉંડા રેષા, મૂલની ગાંઠ, કંદ, થડ, શાખા, ડાંખળી, ટેશી, પાન, પાંદડી, મ્હોર, ફુલ, પાંખડી, ફળ, બીજ, છાલ, ગર્ભ, ઠળિયો, ગોટલી, એમ અઢાર ભેદ બડી સૂક્ષ્મતાથી વિચારી લીધા છે, અને નિર્ણય કર્યો છે કે માણસના આહાર માટે તદ્દન નિર્દોષ વસ્તુઓ ફકત ચાર છેઃ છેક સૂકાઇ ગયલાં પાંદડાં, છેક જીર્ણ થઇ ગયલી છાલ, છેક સૂકાં બીજ, અને પત્થરને પણ ટક્કર મારે એવા ઠળિયા ગોટલા. અરે મ્હારા રસિયાઓ, શું ત્હમે આ રમણભાઇના ગગનારોહી પ્રેમ–બલૂન પર મોહી પડયા ! એ સૃષ્ટિ આકાશની અપ્સરા લાગો, પાતાલની નાગકન્યા લાગો, એ રાગરંગિત માયાસૃષ્ટિ જ છે અને અસાર છે. રાગ ગમે તેવા મોહક પણ ઉપલો દેખાવ જ. દ્વેષ અને પ્રેમ બંને રાગ જ, ખૂબસુરતી બદસુરતી બંને સુરતી જ, સુખ તેમ દુઃખ બંને ખ જ,

બંને મીઠાં: એવાં એવાં તમામ યુગલ માત્ર ઉપલકિયા છાલો !–છાલની માફક એકસરખાં ઉતરડી નાખવા લાયક જ ! ત્હમારી શરીરી આંખ અને બુદ્ધિને આંજી દેતાં એ પડળોને ઉતરડો નહીં, સીસપેન છોલો છો કે પ્યાજનાં પડ પછી પડ ફોલો છો એવી ઠંડી વૃત્તિએ એ સર્વ આળપંપાળમાંથી નીસરો નહીં, ત્યાંસુધી આત્માનું દર્શન, આત્માની પ્રતીતિ, આત્માનો અનુભવ ત્હમને થવાનો નહીં. હિંદુઓની ફિલસુફી, હિંદુઓના વેદવેદાંત નિર્દ્વંદ્વતાની, નિર્મમતાની, સોહમ્‌ની માત્ર વાતો કરે છે વાતો ! એ ફિલસુફી, કહેવા દેશો કે, ગોષ્ટીબહાદર છે અને કૃતિપામર છે ! જૈન મતમાં જ ખરો પૂરો અણીશુદ્ધ સ્વચ્છપ્રકાશ સ્વયંજ્યોતિ આત્મા છે. જૈન મતનો બોધ એક જ છે: તું **આત્મા છો, આત્મા બન.** શરીરી જીવન આત્માની નિશા, નિદ્રા, મૂર્છા ઘાતક માત્રા છે, તેને ત્યાગ; વિધિપુરઃસર ત્યાગ; ઓછામાં ઓછું પાય લાગે એ પ્રકારે ત્યાગ. અરે મ્હારા મૂર્ખ બંધુ, તું આહાર વિવેકની વાતો ડહોળી રહ્યો છ ? ખરો ધર્મ અનાહાર છે, અનશન છે, આ દેહ–રૂપ આત્મા–મૃત્યુમાંથી દેહ–વિલય–રૂપ આત્માજીવન પામ. પ્રાણી માત્ર, જડાજડ પદાર્થ માત્ર આત્મા છે, ઓછીવધુ સ્થૂલ દેહબેડીમાં જકડાયલો આત્મા છે, તેમાંથી મુક્ત થવા મથન્તો આત્મા છે. તું અને તે બંને આત્મા છો, બંને એક જાતના સાણસામાં ફસેલા છો, ત્હારો મુક્તિપ્રપંચ તેનો મુક્તિપ્રપંચ બંને એક જ છે. તું એને ખા, પી, ભોગવ, ઉપયોગમાં લે, એવી જ રીતે કે ત્હારો ને તેનો એકરૂપ અભિલાષ સાથેસાગો રુધાય.

છેવટ, ભાઇ મોહનલાલ, ત્હમે તટસ્થતાની વાત જે રૂપમાં મુકી તે અધૂરી રીતે એ વાણિયાશાઇ સ્વાર્થસાધુતા જેવી લાગી અને લાગે જ. તટસ્થતા એટલી, એક નકારાત્મક નિષ્પ્રયોજન બુદ્દો માત્ર છે. વૃત્તિઓને ફલાણી દિશામાંથી વાળી લે એ કહેવું વ્યર્થ છે, જ્યાં સુધી વૃત્તિઓને માટે ઉલટી દિશાનું વધારે પ્રબળ આકર્ષણ ઉપજાવિયે નહીં ત્યાં સુધી. જૈન ધર્મ આત્મા પ્રતિ એવું તો આકર્ષણ ઉપજાવે છે વા ઉપજાવવા મથે છે, કે વૃત્તિઓ પોતે અન્તર્મુખ વળી જઇ બાહ્યના અનાત્મ પ્રતિ પોતાની મેળે તટસ્થ બની જાય છે. ભાઇ રમણલાલે કહ્યું ખંડન તે જ મંડન, મંડન તે જ ખંડન. સત્ય છે. આત્મા–લગની તે જ અનાત્મા પ્રતિ અ–લગતા, તટસ્થતા. મેહરબાનો, મ્હારું લૂખુંસૂકું વિવેચન કોઇની ય લાગણી ..એ એવું નથી, તથાપિ કોઇને જરા બી ખુંચ્યું હોય તો તે ભાઇની ..ી માગી મ્હારું ઋણ યથામતિ ચૂકવીને આસને વિરામવાની રજા લઉં છું.

### કુંચન

( આ ભાષણની શરુવાતમાં ધ્યાન આપેલું, પછી ખાલી ગ્લાસ સામે એક ટશે જોઇ રહેલો, પછી મંદ મંદ ડોકી ધુણાવી ગણગણવા માડેલું, તે ભાષણ પૂરું થતાં, પગના ને હાથના ઠેક સાથે પણ મધુર ધીમા અવાજથી )

મિ. પાનાચંદ, " સાંઇમિયાં હાગળા દૂબળી,
સીદણબાઇ કાબડા કૂબડી,
ભેંસ પાળી તો બોકડી ફૂલી,
સાંઇમિયાં ... ... ....... ..."

### બેહરામ

( ખભે હાથ મુકી ) કુંચનભાઇ, ત્હમારા બોલનો કંઇ અર્થ ખરો ?

### કુંચન

અર્થ એ કે સીદીમૌલાની કાચલીમાં કાંકરા તાલબંધ ખડખડે ખરા, પણ રાગ કે ધ્વનિ કંઇ નહીં. મિ. પાનાચંદનું ભાષણ વિદ્વત્તા ભરેલું, અલંકારોથી સજેલું, છટાથી ચમકતું, ફિલસુફીથી ટપકતું, અહોહોહો !— પણ એના બુલંદ સૂર આ કાને પેઠા કની તે આ કાને નીકળી ગયા આરપારઃ સમઝયા કની બેહરામશા ? આપણે તો બાવા કંઇ યે ન સમઝયા. બીજા બિરાદરો સમઝયા હોય તે તેઓ જાણે.

### મગન

મિ. પારેખનો ટોલ્લો ઓવરબાઉંડરી (over-boundary) તો ખરો; પાછળ પાછળ દોડી ન પ્હોંચિયે તો દડો સદન્તર ખોવાય બી !

### ઉત્તમ

આ જૈન ધર્મનું કે યતિભાવનાનું સ્તોત્ર ગવાયું એમાંથી હું એટલું સમઝયો કે એ વિચારો થોડાં જ આણસોના છે તે થોડાંના જ રહેવાના;

ભાવના અચ્છી એટલે અત્યંત સ્વચ્છ તો ખરી, પણ એટલી તો ઉંચી એટલી તો તીક્ષ્ણ, કે દુનિયાદારીના કીડા એ મિનારે ચ્હડવાના નહીં.

ભગુભાઈ

ખૂબ કરી મિ. સારસ્વતઃ દૂધ દહીં બંનેમાં પગ રાખવાની કળા પણ સાધવી જોઇયે.

રુસ્તમ

મુને તો લાગે છે, સેઠિયાઓ, કે આ જૈન વિચારજંતરને તક્કર લગાવીને જૈનોને બી ફેર દુનિયાદારીમાં આણે એવી સારી જહાંમાં એક જ ફિલસુફી છે, અને તે અમારી ઝરતોસ્તી.

કેટલાક

( એક સાથે ) સંભળાવો સંભળાવો દાક્તર રુસ્તમજી અમને ત્હમારી ઝરતોસ્તી ફિલસુફી.

રુસ્તમ

નારે બાવા, વિસય આજની આપરી ચકચારથી છેક જ નિરાલો અને વલી ફોમી. આપરા આ બેહરામસા જીવતા રેહ ને આવી બેનમૂન ઝિયાફતોમાં આપરાં મંડલને વખ્ત બ વખ્ત ભેગા કરતા રેહ, તો વલી બીજા કોઇ ઓચ્છવ દરમિયાન એ બાબદનાં ખંડણમંડણથી મજગને ગુંદીસું. આજ તો આપરા ભગુભાઇએ જે ઉપારિયું અને જેમાં આપરે સૌએ આતઆાતલી લિઝઝત ઉડાવી, તેનો જ પાર આનિયે. હવે તો, ભાઇ દોલતરાય, તમો એક જ રહ્યા છ, તે આ ચક્કર ફરી રહેલા બે'રખાના મેર તમે.

દોલત

જી હુકમને તાબે છું. પણ બાર પારામાં સૌથી હલકો અને નિસ્તેજ માત્ર છેહલો આવે એવા અકસ્માતને લીધે મેરની ઉપમાને લાયક નથી.

નથી મ્હારી પાસે ફિલસુફી કે વાક્ચાતુર્ય, નથી જ્ઞાનખાણોમાંનાં હીરારત્ન કે અનુભવની પાણીદાર કાતર. પણ હાજર સો હજૂર એ ન્યાયે ગઇ હોળીના તેહવાર મેં નવસારીમાં મુ. મણિભાઇ સાહેબને ત્યાં ગાળ્યા તે દરમિયાન આવી એક મિશ્ર મેજબાનીમાં હું સામેલ હતો, અને એ મોટાઓના મંડળમાં આવી જ ચર્ચા ઉડતા રૂપમાં નીકળી હતી, તેમાંનું કંઇક યાદ હશે તે આપની આગળ રજૂ કરું છું. ભૂલચૂક કે ત્રુટિ દેખાય તે મ્હારી કમસમઝને લીધે આવી એમ ગણવા કૃપા કરશો.

આજે એકથી વધુ વાર કહેવાયું કે બીજા વિષયમાં ન જવું, તે એક સામાન્ય નિયમ લેખે ઠીક છે; પણ આહારનો વિષય ખાવાનાને ભાણામાંથી લઇને મોંમાં મુકવું એટલામાં જ સમાઇ રહે એવો છે નહીં. જેવો આહાર તેવું રસોડું, જેવું રસોડું તેવી આખા ઘરની બાંધણી. ઘરમાં રસોડું ક્યાં રાખવું તેનો આધાર કુટુંબની સ્થિતિ ઉપર પણ ખરો. ગૃહિણી માતા કે બ્હેન જ રસોઇ કરે, કે કોઇ નોકર, તે ઉપર કુટુંબવ્યવસ્થાની ઘણી ઘણી વિગતો અવલંબે છે. બીજી પણ કેટલીક બાબત ગણાવું, માત્ર ગણાવી જાઉં. હું તો આજે આ ચર્ચા શરુ થઇ ત્યારથી એ જ અજબ થાઉં છું કે મ્હને અગત્યની લાગે છે એની એવી બાબતો તરફ આજના વક્તાઓનું લક્ષ જ ગયેલું જણાતું નથીઃ જેવી કે—ભોજન દિવસમાં બે વાર કે વધારે વાર, દરેક વખ્ત પૂરું ભોજન કે નહીં; ટંકે ટંકે તાજું ને ગરમાગરમ કે એક મુખ્ય ટંક શિવાય ટ્હાડું પણ ચાલે; બધાં સાથે જમે, કે ભાયડા બધા સાથે ને બૈરાં સાથે, કે એક બે જણ જ સાથે એમ દરેક ટંકની ઊકવેઠ ત્રણચાર કલાક ચાલે; ભોજન અને રસોડાને અંગે સ્પર્શ્યાસ્પર્શ્યના કેવા નિયમ પાળવાના; સૌને એક જ રસોઇ અને સર્વને બધી રસોઇ, કે ના, ભેદ ગણવાના; એવી એવી અસંખ્ય વિગતો આ વિષયને લગતી જ છે. જેમ કુટુંબકબીલો બ્હોળો, તેમ માંદાંસાજાં, મેહમાન, બાળકો, નોકરો, આશ્રિતો, વગેરેનું ધ્યાન રાખવાનું વધારે. હુતો અને હુતી પૂરતો જ વિચાર કરે તેવાના આવા વિષય ઉપરના બખાળા વ્યર્થ છે. વળી રા. સરદેસાઇએ વ્યક્તિસ્વાતંત્ર્ય વિશે કહ્યું, તેમાંના ઉત્તરાર્ધ એટલે કે સ્વાતંત્ર્ય વિશે ચ્યવનભાઇએ જવાબ વાળ્યો છે. પણ વ્યક્તિ એટલે શું તે પણ તપાસવું જોઇયે. વ્યક્તિને વ્યક્તિના હક્ક ક્યારથી? જન્મે ત્યારથી? મૂછનો દોરો ફૂટે ત્યારથી? ડહાપણની દહાડ આવે ત્યારથી?

શક્તિ યે નહીં; એટલે આ હું જેવું તેવું બોલ્યો અને ત્હમારો સમય લીધો તે દરગુજર કરશો.

### રુસ્તમ

બિરાદરો, સૌ જમી રહ્યા લાગો છ અને આપરી આ ભાસનમાલા પન પૂરી ફેરવી રહ્યા છ. મિ. રાજરસી, તમો અતિ વિવેક કરો છ. તે આ નાધલાં ભાઇભાઇઓનાં જ મંડલમાં નિભી જાય, પન આ પરજાકિય ઝમાનાની સભાઓમાં તો બોલે તેનાં જ બોર વેચાય. જે છાતી કહારીને સભાને ગજવી મુકે ને આગેવાન લેખાવાની પોત્તીકી જ લાયકી ઉત્તમ હોવાનો દાવો કરે, તેને જ લોકો ચાહી ચાહીને સાંભલે, પછી તે બોલે ગમે તેવું લપ્પન છપ્પન ગરબર સરબર. વલી આ સૌ ભાસનોમાં સૌથી વય્વહારુ સેવકને તો તમારું જ લાગે છે. તમો આઇદીયલિસ્ત (idealist) છો એ તો હું જાનું, પન અત્યારથી આવાં વિસયોમાં આવી વય્વહારુ નજર બી ફેંકી સકો છ, તે આજે જ સમઝું છ. થિયોસોફિસ્તો એ જ તરાહ દરેક પોતપોતાના જનમ-ધર્મને પૂર આકીનથી પાલીને બી કોઇ નવો આખી આલમને એક ગાંઠ કરે એવો મહાધર્મ હુંઢી રહ્યા છે. પન એ તો જે હોસે તે હોસે. બીજા ભાસનોમાં બી એકથી વધુ બાબદ આવી છ, જે મજગને ઉંડા વિચારમાં નાખે બચીત જ. એ બી હોસે. બારે ભાસનોનો તાલો અત્તરધડી કહારીને સાહેબો આગલ રજૂ કરવાનું સેવકનું મન નથી; ગજું બી નથી. તો, સેઠિયાઓ (ઉઠે છે) ઉઠીસું? જરા વાડીમાં બી પગ છૂટા થાય અને અર્ધો કલાક કલાક જોતજોતામાં ચાલી જાય એવાં આકરસનો હોવાં જોઇયે. બેહરામસા, મકુંસ્તમ્પ્સ, પિચ, કંઇ તૈયારી રાખી છ કે? કેક્રિકેતના દાવ માટે પૂરો નંબર એકઠો કરીને બી છેહલે સરવાલે નાસિપાસી પિરસવી છ?

(સૌ ઉઠે છે. પ્રવેશ ૪ થો ગોઠવવાને માટે જરૂર જેવું હોય તો અહીં પડદો પડે, અને પાત્રો આગળ આવી જઇ કેટલાક હરફર કરતા થાય, અને બાકીના તખ્તાના આગલા ભાગમાં આ પ્રવેશનું બાકીનું કાર્ય ચલાવે.)

### હુસેન

(સલામ કરીને) જી વરદી આવી હુતી, પણ છેલ્લી મોટી રેલ હજી પરમ દિવસે ઉતરી, ને આ વાડી તો ભાહૂં છે. બીજા છસાત દિવસ વેર અહીં ક્રિકેટ કોઇ જગે બી રમાય નહીં.

## મેરી

હાર્મોનિઅમ, ફિદલ, ગંજીફાના સટ, લીલોસૂકો મેવો, સિગરેતનો દબ્બો, વગેરે ગોઠવન ડક્કા પાસેના પાવની–મંડપમાં રાખી છે.

## બેહરામ

ભાઇઓ, ચાલીસું હવે ધીરે ધીરે ત્યાં જ? આજે વળી સંધ્યા ખીલે અને આકાશના ભાતભાતના રંગ પાવનીના આય દરિયાઇ પટમાં પણ ચિત્રાઇ રહે એમ લાગે છે, તો મંડપેથી સચ્ચવામાં નીકળવાનો એવો વખ્ત સાધીશું, કે એ બધો થાટ તેના પૂર બ્હારમાં જોતા જોતા અસલનેર જઇયે.

## રમણ

આંવાં મેલાં પાણીમાં યે સંધ્યાનાં વાદળોનું પ્રતિબિમ્બ?

## દોલત

હારે, છેલ્લો અર્ધો કલાક હાલ જેવો તડકો–શીળો રહે તો જોજો પાવનીની અજબરંગી બુટ્ટાદાર ચુંદડી!

(સૌ જવા માંડે છે. મ૦ અને ભ૦ આગળ થાય છે રુ૦ અને બે૦ હજી હોલબૂટ ચહડાવે છે. મેરી એમની વાત સાંભળતી ઉભી છે.)

## રુસ્તમ

બેહરામ, આ હુસેન ડામેરી છે, ને સારો દરાબાજ થાય એવો છે. છેલ્લી રજામાં એણે મુને એક ઓવર (over) માં બે વાર આઉત કીધો. દરા આવે છે ફાસ્ત, વલી એમાંથી ચ્હાય તે બાજૂના ત્વિસ્ત (twist). એને કોલેજના કલબમાં બોય તરીકે તારી સાથે લઇ આવ કની તો તન મહિનામાં આખા મુંબાઇમાં જાનીતો દરાબાજ થઇ પરે.

## બેહરામ

સાંભળો છો, મેરી, આ રુસ્તમ બાવાની પરગજુ પેરવી? તમુને અહીં હુસેન વગર નિભશે!

### મેરી

મને તો નિભે: તમુને જરૂર હોય તો તમારી જરૂર પેલ્લી. પન તેમાં હુસેનને પોતાને સો ફાયદો !

### રુસ્તમ

ડાબેરી ફાસ્ત બોલર સારો નીવરી આવે તો હુસેનિયો ફિટી મિ. હુસેનખાં બની જાય, વલી માળી હસાલ વગેરે નોકરો પાસે કામ લેવાની આવરતવાલો જનાય તો મુંબાઇમાં કોઇ બી જિમખાનામાં ગ્રાઉન્ડમેન (ground-man) તરીકે કાયમની નોકરી મલી જાય.

### મેરી

એ તો રુસ્તમજી બહુ સારું. છોકરો કહ્યાગરો. સોંપેલું કામ હોંસથી બજાવનારો, અને ચોકખો છે; અને એની બુઢ્ઢી બી બિચારી ભલી, માણસ છે. ખાતરી હોય તો સુખ્ખે લઇ જાવ. મુંબાઇ માટે કંઇ કપડાં કે ગજવા-ખર્ચી એને જોઇયે તો તે બી હું આપસ. બેહરામસા, મંડપમાં પીણું સું સું મોકલાવું ?

### રુસ્તમ

રાસ્પબરી, લાઇમજ્યુસ સોડા, પિક મી અપ, લેમનેદ, એવું એવું. થોરો સોદા બી.

### બેહરામ

એ જ ?

### મેરી

બરાંડી, વ્હીસ્કી, ક્રીમ દ માંથ બી છે જો.

### રુસ્તમ

હોસે સ્તો. પન નહીં. એક બે વાનિયાઓને હજી સુમારમાં રહેવાનું ભાન નથી. ને આય તમારો નીરો થંદી લ્હેરો નીકલતાં એમને ચ્હરે બી.

બેહરામ

ચાહ કાશી બખરચી બતાવે તેમ બ્રાહ્મણ જ સંચા ઉપર કરે ને ત્યાં આવે, કલાકમાં.

મેરી

વારું, એમ રાખો. પણ બેહરામસા, ત્યાં ગયા પછી વિચાર ફરે તો બાતલીઓ બી જોઇયે તે મંગાવી લેજો. ને મારું ત્યાં કંઇ કામ ખરું ?

બંને

ના, માય, આ અહીંની તસ્દી પન તમે કંઇ થોડી નથી લીધી. વારુ, જઇસું માય.

મેરી

આવજો જી.

( પડદો પડે છે. )



### મેરી

મને તો નિભે: તમુને જરૂર હોય તો તમારી જરૂર પેલ્લી. પન તેમાં હુસેનને પોતાને સો ફાયદો !

### રુસ્તમ

ડાખેરી ફાસ્ત બોલર સારો નીવરી આવે તો હુસેનિયો ફિટી મિ. હુસેનખાં બની જાય, વલી માળી હસાલ વગેરે નોકરો પાસે કામ લેવાની આવરતવાલો જનાય તો મુંબાઇમાં કોઇ બી જિમખાનામાં ગ્રાઉન્ડમેન (ground-man) તરીકે કાયમની નોકરી મલી જાય.

### મેરી

એ તો રુસ્તમજી બહુ સારું. છોકરો કહ્યાગરો. સોંપેલું કામ હોંસથી બજાવનારો, અને ચોકખો છે; અને એની બુઢ્ઢી બી બિચારી ભલી માણસ છે. ખાતરી હોય તો સુખ્ખે લઇ જાવ. મુંબાઇ માટે કઇં કપડાં કે ગજવા-ખર્ચી એને જોઇયે તો તે બી હું આપસ. બેહરામસા, મંડપમાં પીણું સું સું મોકલાવું ?

### રુસ્તમ

રાસ્પબરી, લાઇમજ્યુસ સોડા, પિક મી અપ, લેમનેદ, એવું એવું. થોરો સોદા બી.

### બેહરામ

એ જ ?

### મેરી

બરાંડી, વ્હીસ્કી, ક્રીમ દ માંથ બી છે જો.

### રુસ્તમ

હોસે સ્તો. પન નહીં. એક બે વાનિયાઓને હજી સુમારમાં રહેવાનું ભાન નથી. ને આય તમારો નીરો થંદી લ્હેરો નીકલતાં એમને લ્હેરે બી.

મગન-ભગુભાઇ

ઓહો શીરીનબાઇ, ત્હમે અત્યારે ક્યાંથી ભૂલાં પડયાં ?

શીરીન

(હાથ મેળવતી) તમો નર્યા માટીડાઓ સહેલ મારવા નીકળો ત્યાં કેવા બનો છ તે નજરે જોવા ! રજા છે ને ? ફક્ત જોવાને કાજે હો કે, કંઇ બી ચાડીચુગલી આપણી કરે બલારાત.

(કં૦, મો૦, દો૦, અને ઉ૦ આવે છે તેમની સાથે હાથ મેળવે છે.)

કંચન-ઉત્તમ

(દાલસીયરાને જોઇને) અલ્લો દાળશીરા, તું ક્યાંથી ?

દાલસીયરા

શીરીનબાઇએ ખેંચી આણ્યો. કહે છે કે બેહરામસાજી મુંબાઇમાં જાડા થતા જાય છે, તે એવણને અહીં ખૂબ નચાવવા છ.

શીરીન

મૂગો, જોસફ મૂગો ! ફરી મારી મકસદ ભસી દેસે તો કોઇ દહાડે વાત જ નહીં કરસ.

(બે૦ રુ૦ને આવતા જોઇ સામે દોડી જય છે.)

બેહરામ

(એને જોતાં જ પાછું જોઇ) રમણભાઇ, રમણભાઇ, જરા આમ આવો. (શી૦, રુ૦ સાથે હાથ મેળવી બે૦ ને પેટ આગળ જરા અડકી ભેટયા જેવું અને ટીકા જેવું ભેગું કરે છે. ત્રણે પગથિયાં પાસે આવે છે ત્યાં ર૦ આવી પ્હોંચે છે તેને) જુવો, હાથ મેળવો, આ અમારી પરી; પરીઓને પાંખ હોય છે, આને પગ છે.

# પ્રવેશ ૪થો

## યુરોપીય ઢબનો નાચ : "અસલનેરનાં નૂર."

**સ્થલ** લવજી શેઠનો પાવની મંડપ. એમની વાડીને છેડે છેક નદીકાંઠે.
**સમય:** પ્રવેશ ત્રીજા પછી તુરત.

### પાત્રો:

પ્રવેશ ૩ જાનાં પાત્રોમાંથી મેરી, આયા, રસોઇયા, આદિ શિવાયનાં બધાં; ઉપરાંત એ લોકો મંડપમાં આવે છે ત્યાં જ ડક્કેથી ઉતરીને બેહરામજીની ન્હાની બ્હેન

**શીરીનબાઈ:** ૭ મા ધોરણમાં છોકરાઓની જ હાઇસ્કૂલમાં ભણે છે; દોલત કરતાં એકબે વર્ષ મોટી છે; સોટા જેવી પાતળી છતાં નાજુક નથી, બલવર્દ્ધક અંગકસરતોમાં પણ કસાયલી છે; કપડાં સુઘડ કીંમતી છટાથી સજેલાં છે; પણ દોડવા, ઝાડ પર ચ્હડી જવા, ઘોડે બેસવા પણ તુરત તૈયાર એવાં; કદાચ વર્ષાદ આવે તે માટેનો ઝભ્ભો હાથમાં લઇને આવે છે; બોલીચાલીમાં છૂટી, નિર્દોષ, હસમુખી, ચાળાખોર, છોકરવાદ, અતિ રમતિયાળ, જાણે બારતેરની જ હોય એવી; અને

**જોસેફ દાલસીયરા (Joseph D'Alsierra):** બેન્ડમાસ્તર પેદ્રોનો ભત્રીજો; એ પણ હાઇસ્કૂલમાં હજી જાય છે ખરો; ૬ઠા ધોરણ સુધી પ્હોંચ્યો છે; વીશેક વર્ષનો પણ નાજુક બાંધાનો: અતિશય ગોરો, નિર્બલ પાકી ગયેલ મુખ ઉપર મૂછ હજી આવવાના વિચારમાં છે; દેખાવમાં તેમ સ્વરમાં કન્યારાશિ; વાળની ટાપટીપ વેશ્યાને આંટે એવી; એને સૌ "દાળશીરો" એ નામે ઓળખે છે, "જોસેફ" તો કોઇક જ કહે છે; ગાનવાદનનૃત્યનાં ઘણાં અંગોમાં નિપુણ; એ વિષયોના પગારદાર શિક્ષક તરીકે લ૦ શેઠના કુટુંબનો આશ્રિત.

( બે૦ બોલવા જાય છે તેનું મોં ઢાંક્તી ) બેસ બેસ, હવે, જો આ પાનાની ટીપાઇઓ આસપાસ ગોઠવાઓ, ત્યાં હું ને હુસેન મેવો પિરસિયે. પછીનું પછી.

( રુ૦, ર૦, કં૦ અને ચ્ય૦; બે૦, ભ૦, ઠા૦, અને દો૦; મ૦, પા૦, ઉ૦, અને મો૦; એમ ત્રણ ટીપાઇઓ આસપાસ ગોઠવાતાં— )

## શીરીન

નહીં નહીં જી, હું વધુ સારી ગોઠવણ સૂચવું. બેહરામ, મગનલાલ, તમારી બે ય ટીપાઇ એક કરો જી; અને મિ. મગનલાલ, તમુને વાદનનો અચ્છો શોખ છે; ઘણા વખ્તથી તમને સકું સાંભળ્યા પણ નથી જી; મેટ્રિક થતાં વેર ઘેર વધુ આવતા'તા ત્યારે કેવું ઉસ્તાદી બજાવતા. તમે પેટી ઉપર આવશો ? ભલે આ, સાત ભાઇઓ એકઠા મળી કોઇ મોટો દાવ ખેલે.

## મગન

( સસ્મિત ઉઠીને ) મ્હને, શોરીનબાઇ, પાનાં ટીચવાં ગમતાં જ નથી, તે હજી બી ત્હમને યાદ છે ખરુ.

( બે૦, મ૦, સૌ મળીને મંડપમાંના ફર્નિચરની ગોઠવણ ફેરવી નાખે છે. શી૦ની સૂચનાઓથી બધું પેટીની હારમાં તખ્તા ( stage ) ની એક બાજુએ ગોઠવાય છે, એટલે નાચને માટે પૂરતી જગા ખુલી જાય છે )

## મગન

ચાલો, દારાશીરા, પાછી ઘણે દહાડે આપણી જોડ મળી. ફિડલ મેળવો જોઉં.

( પાનાની રમત; મેવાની રકાબીઓ; ક્વચિત ખુલતા અને ગ્લાસમાં રેડાતા સોડા આદિના અવાજ; ભ૦, મ૦, કં૦, ઠા૦ ની સિગરેટોના ધુમાડા; હાર્મોનિઅમ, ફિડલ, અને સાથે દારાસીયરાનું ગાન. )

## શીરીન

(તેને ધક્કો લગાવતી) ને આ બેહલુ બુબકને કાન છે સાન નથી, આંખ નથી પણ જીભ તો ખેવડી ચોવડી છે. (૨૦ સાથે હાથ મેળવતી) રમણભાઇ, શ્રીમતી કહેતાં'તાં કે તમે આવશો એટલે તમુને અમારે ઘેર તેડી લાવશે. બાવાજી પણ રાતે આવી જવાના; તો કાલે આવશો ને?

## રમણભાઇ

શ્રીએ બીજું કંઇ ગોઠવ્યું નહીં હોય તો જરૂર.

(બધા મંડપમાં આવે છે. એક બેનને જરા રોકીને ધીમેથી–)

## શીરીન

બિલીમોરાથી બાવાજીનો તાર છે કે લાન્ચ ( launch ) અહીં રાખજો. રાતે નવ વાગ્યા વેર બી પ્હોંચી શકશે તો પોતે જરૂર આવશે ને સૌ સાથે જમશે.

## બેહરામ

તેથી તું લાન્ચમાં આવી. તો હવે દાળશીરો પેટી પર બેસે ને તું લે ફિડલ.

## શીરીન

જોસેફ જ ફિડલ બજાવશે. પેટીનું થઇ રહેશે, તું જો તો ખરો. તેં બધાને જમાડયા છ તો બરાબર ને? હવે મારુ દિલપસંદ કામ સૌને જમેલું હજમ કરાવવાનું.

## બેહરામ

એટલે?

## શીરીન

ચુપ! થાય તે જોયા કર. તું જ કહે છે ને જે મારે પાંખ નથી પગ છે!

## શીરીન

(અટકીને) છટ ! આ કરુણુ રસની ગઝલ કંઇ બરાબર નથી. તમો ગાનના ઉસ્તાદો વળી એના બોલ અમારા નાચ પ્રમાણે લલકારો છો, તે એ બિચારી મુગ્ધા નાયિકાનાં જાગ્રત સ્વપ્નાં યા ખયાલી વિમાસણોની બી કચુમર કરો છો. ચાલો થોડી વાર બેસિયે.

( હુસેન ચાહ કાફી લઇને આવે છે એટલે ) લ્યો, મારા કરમમાં વળી બેસવાનું કયાંથી—આવો રે મારાં ચાહ સાય ! પધારો આપરાં કાફી માયજી ! બોલો બિરાદરો, કોણને ચાહ વધુ પસંદ, કોણને કાફી, અને કોણનાં બંને સરખાં દિલોજાન જિગરપ્રાણ ! પડી જાવ જી એમ ત્રણ ટુકડી,—અને હા રે, આય પવન પણ નીકળ્યો, ચાલો બેસિયે આ બાજૂ પાવની સામે પગથિયાં પર. શી મીઠી લ્હેકી વાય છે !

( રુ૰ પાસે જ બેસી પોતાના રૂમાલથી શી૰ને પંખો નાખવા જેવું કરે છે તેને તુરત અટકાવતી ) તમે જ ખાવ, રુસ,—તમારે કપાળે જુવો, મોતિયા વળ્યા છ.

( રુ૰ કપાળ લૂછીને રૂમાલ પવનમાં છૂટો ઉડવા દે છે. સૌ ચાહ કાફી પીવા માંડે છે ત્યાં હુ૰ કેક બિસ્કિટ, કોપરાપાક મ્હેસુરની ગંજીફાની ચોકટના આકારની પાતળી ચકતીઓ, વગેરેની તાસક ધરે છે તેને ) આપ, બા, તારા બેહરામશા શેઠને. એમનાં કની વાસ્કુટનાં બટન દર ત્રણ ત્રણ મહિને ફંસાવા માંડે, એટલે મળે આખો સૂટ ( suit ) તુંને, ખરું ને ?

## રુસ્તમ

( હસતો ) તમે, શીરીનબાઇ, બેહલુને અમથાં ટોકો છ.

## શીરીન

( ચાહ પીતી પીતી ) હા, વળી. ભાઇ તમારા જેટલા ઉંચા હોય તો તો, રુસ, ફિકર નહીં. પણ આ તો કની મારા જેવી ટોકનારી સોડે નહીં હોય તો ફાલશે આડાઃ તેમાં પાછી મુંબાઇની હવા અને કોલેજના ગોઠિયાઓની સોબત.

તમે, રુસ્તમજી, એને રોજે મળ્યા કરો તે તમુને ના લાગે. પણ એ અહીં રજાઓમાં આવે છે ત્યારે મારે એની જ તન્દુરસ્તીને કાજે એને કંઈ કંઈ નાચનખરાં કરાવવાં પડે છ; હું ને અમારો જમશેદ.

### દોલત

શીરીન, હા એ તહમારો ભાણેજ લાન્યમાં ન આવ્યો ? તહમે આવ્યાં ને એ ભલો ઘેર રહ્યો ?

### શીરીન

એણે એના ગોઠિયાઓને ખોરદાદસાલનો દૂધકાર ઉડાવવા તેડેલા, તેમને મુકીને શી રીતે આવે ? જોસેફને બી એણે બે તાસકો ખવડાવી તે પછી જ આવવા દીધો.

જમશેદ તો કની, રુસ, હવે ન્હાસીને બેહરામશા પકડી શકે તે અગાઉ ઝાડ પર ચ્હડી જાય છ, ને રાખે છ પગ હીલતા ને લટકતા, તે બેહલુ બિચારા કુદી કુદીને થાકે પણ હાથમાં જ શેના આવે ?

(હુંને બધા ચાહ કાફી કેક આદિમાંથી વધુ લેવાની ના પાડે છે તે જોઇ) ચાલો સૌ પી રહ્યા તો પાછો પાંચપંદર મિનિટ એક નાચ કરિયે.

(સૌ ઉડી પાછા અંદર આવે છે)

જોસેફ, કરુણ રસનાં રોદણાં નહીં, બીજું જ કંઇ,—હા, બજાવ પેલું દોલત–શ્રીમતીનું વ્હાલું—“ અસલનેરનાં નૂર ! ” તાલનો બંગ તિદા’ડે તેં નાચ માટે ગોઠવેલો તે જ, સમઝયો ?

### દાલસીયરા

**(લાવણી)**

ગજવિયે ગાઇ ઉચ્છલત ઊર
અમારા અસલનેરનાં નૂર :
હિન્દુ જિન મહમ્મદી પારસી
કરી જુદાઈ દૂર
બને જ્યાં એકદૂધ મનુકૂલ— અમારા૦ ગજ૦

નથી જ્યાં દોલત કેરા છાક,
નથી જ્યાં સત્તામદ નાપાક;
નથી જ્યાં રંક નર્યાં હેવાન,
નથી જ્યાં દુર્બળ કેવળ બાન;
વિદ્યા તપ આતમબળને જ્યાં
પૂજે રાજા રંક,
ભિલ્લ ધાતકી બન્યા મહર્ષિ
મ્હાર બન્યા જ્યાં સન્ત,
પળાયા જેહતણા ઉપદેશ,
વેદના દ્રષ્ટાથીય વિશેષ :– ગજ૦ હિંદુ૦ અમારા૦ ગજ૦.

(પાંચ જોડાં નાચે છે. કં૦ અને ચ્ય૦ ધોતિયાં પહેર્યાં છે એ બહાનું બતાવીને દા૦ અને મ૦ પાસે બેસી રહે છે. જોડાં નાચતાં નાચતાં એક બીજા જોડે રાસગુંથણી કરતાં હોય તેમ જગા બદલતાં વધે છે અને પાછાં હઠે છે; વળી વચ્ચે વચ્ચે બે જોડાં સગતિક નાચે છે, તો ત્રણ જોડાં અગતિક નાચતાં ગાનમાં ભળે છે, અને બે ઊભો (અગતિક) નાચ કરે છે, તો ત્રણ તેમની આસપાસ ગતિગુંથણી કરે છે. છેવટે પાંચે જોડાં છેક આગળ આવી રુ અને શી૦ મધ્યમાં, દા૦ એક છેડે અને રમણ બીજે છેડે, એમ 'તાબ્લો' રચે છે ત્યાં પડદો પડે છે.)



# પ્રવેશ ૫ મો

## બે બ્હેનો: કલ્પના અને મુંઝવણની એકમેકથી થતી વિક્રિયા.

**સ્થલ:** રા. રા. અંજળરાય સરદેસાઇની હવેલીની બે આગલી મેડીઓ. [ મોટા રસ્તા ઉપર અને બંને બાજુએ ન્હાના રસ્તા (ગલીઓ) વાળી ત્રણ માળની હવેલી છે. ઓટલા ઉપર જબરા થાંભલાઓને આધારે આગળ લીધેલા રવેસ વાળી બેવડી મેડી છે. મોટો પત્થરનો દાદર મેડીઓની વચ્ચે છે તે પૂરો થતાં મેડીઓની મધ્યમાં સામસામાં બારણાં વડે દાદર ઉપરવા ગમે તેમાં તેમ એકમાંથી બીજી મેડીમાં જવાય અવાય છે દરેક મેડીને રસ્તા ઉપર ત્રણ મોટી આધી આધી બારીઓ પડે છે. દાદરનો ભાગ પણ પ્હોળો છે, તેમાં આ છ બારીઓના મધ્યમાં એક બેવડી જાળી રસ્તા ઉપર મુકેલી છે. જમણી મેડીમાં જમણે ખૂણે ખાળ અને પાણીની ગોળી આદિ માટે પાણિયારાનો ઉભો પત્થર છે. તેની જોડે જ બારણું છે ત્યાંથી એક આડી સીડી ભીંતે જડેલી ભોંયતળિયાના વચલા ચોકમાં ઉતરે છે. આ બારણા પછી ભીંતમાં મધ્યમાં મોટી બેવડી બારી છે; અને એ ભીંત તથા બે મેડીઓ વચ્ચેની ભીંતો મળે ત્યાં ખૂણે પાછાં બંને મેડીમાં આવજા માટે સામસામાં બારણાં છે. ગલીઓ ઉપર પણ હવેલીના બંને કરામાં આ બે મેડીઓમાંથી પાંચ પાંચ સમાન્તર બારીઓ પડે છે.

જમણી મેડી કંચનના શયનગૃહ તરીકે અને ડાબી એના દિવાનખાના તરીકે વપરાય છે. શયનગૃહમાં દાદરની ભીંતે પિત્તળનો બેવડો પલંગ છે, તેમાં સુનારને રસ્તા ઉપરની ત્રીજી બારી જમણા કરાની બીજી ત્રીજી બારીઓ અને ચોક ઉપરની બારીઓના પવનનો લાભ મળે. પલંગથી દાદર ભીંતે આગળ જતાં રસ્તા ઉપરની ત્રીજી બારી અને દાદરભીંત વચ્ચેના ખૂણામાં કંચનની વહુનું કપડા વગેરે રાખવાનું મોટું બેવડા આરસાનું

કબાટ છે. તેની સામે ગલી ઉપરની પ્હેલી બારી આગળ નેતરનાં નીચાં ખુરસીટીપાઇ છે, એવી રીતે રાખેલાં કે ટીપાઇને એ બારી અને રસ્તા ઉપરની પ્હેલી બારીના પ્રકાશનો બેવડો લાભ મળે અને ખુરસી ઉપર બેસનાર મોટા રસ્તાની બંને બાજુ લાંબે સુધી જોઇ શકે. વચલી બારી આગળ બે જ જણ બેસી શકે એવો શોભીતો અને બારીને કાટખૂણે ( at rightagutes ) લટકતો હીંચકો છે. પલંગ અને કબાટ વચ્ચે ભીંતે દિલરુબા તંબૂરો અને ફિડલ કિનખાબની ઝૂલ વાળા આસમાની ઝોળાઓમાં લટકે છે અને ભોંય ઉપર પૂરા કદનું સુશોભિત હાર્મોનિઅમ છે ]

સમય: ખોરદાદસાલને દિવસે દીવાબત્તીનો.

પાત્રો

સૌ, સુવર્ણા: કંચનની સ્ત્રી, રા. રા. હુકુમતરાય આનકરી ઉર્ફે રાવ સાહેબની પુત્રી; ચોથો માસ બેસી ગયો છે; સત્તરમું વર્ષ પૂરું થવામાં છે; માતા, મણિભાઇ સાહેબની બ્હેન, બીજા સંતાનની સુવાવડમાં જ મરી ગયેલી, એટલે સૌ ઇલાવતીને હાથે ઉછરેલી અને કેળવાયલી;

સૌ રત્નગૌરી: ઉત્તમની સ્ત્રી, સુવર્ણાથી એક વર્ષ મોટી હશે; સૌનું મન બનતાં સુધી રાખવામાં ન્હાનપણથી ટેવ ચલી, ઘરધંધામાં પળોટાયલી;— (કં૦, ઉ૦, સ્હવારે જ આવેલા તેની ખુશાલીમાં ૨૦ અને ઉ૦ અહીં જમવાનાં, અને માણેકબાના હાથ નીચે અહીં રસોઇયો, ચાકરડી, વગેરે પૂરતાં માણસ છે તથાપિ કામકાજમાં મદદ કરવાને એ વ્હેલી આવી છે, ગોરાણી હેમલક્ષ્મી અને મા૦ના દસ્તૂર મુજબ.) પાછળથી એક નોકર,

અને **શ્રીમતી**: મણિભાઇ સાહેબ અને ઇલાવતીની પુત્રી, પદ્માથી થોડી મોટી, અને

**કિશોર**: એનો સૌથી ન્હાનો ભાઇ, સાત વર્ષનો; **મોડેથી**

કંચન, જોસેફ દાલસીચરા, અને ઉત્તમ.

## રત્નગૌરી

( સીડીએથી ચ્હડી, સુવર્ણા ખુરસી ઉપર બેઠેલી ટીપાઇ ઉપર રાચ રાખીને ભરતી દેખાય છે તે ઉપરથી, આવતાં આવતાં ) ઓહો, આજ ને આજ કીડિયાંની સપાટ માંડી પણ દીધી ?

## સુવર્ણા

( મોં ફેરવ્યા વગર ) ના, આ તો ગોઠવી જોઉં છું; રંગમિલાવટ પસંદ આવવી જોઇએ કની ?

રત્નગૌરી

( સામી ખુરસી પર બેસતી ) તે બે સપાટની બે જુદી જુદી ગોઠવણ હતી હશે ?

સુવર્ણા

ના રે, આ એક ચાહ પ્હેલાં પૂરું કર્યું હતું; બીજું હમણાં જ ગોઠવવા બેઠી.

રત્નગૌરી

આ પૂરુ છે તે આતું મઝેનું છે તો પછી બીજાની જુદી ગોઠવણ શા સારુ ?

સુવર્ણા

બંને જુદી જુદી પૂરી હોય તો જ પસંદ કરવાનું ફાવે ને ?

રત્નગૌરી

જાવ રે મ્હારાં બાઇ, એમાં ય પૂછવાનું ? મ્હારે ત્યાં ય જોડી આવી છે, તે હું તો મ્હારે જેમ આવશે તેમ ભરી નાખીશ; બીજું ભરતાં જરી સાચવવાનું કે પ્હેલાના જેવું જ બરાબર ભરાય.

સુવર્ણા

( સનિઃશ્વાસ ) મ્હને પોતાને પણ એક ગોઠવણે સંતોષ થાય નહીં. આ બેમાંથી જે વધુ સારી લાગશે તે રાખીશ, ને કાલ સ્હવારે વળી એથી યે વધુ સારી ગોઠવણ થાય છે કે નહીં તે જોવા ત્રીજી પણ કરૂં. ( વાત ફેરવતી ) વારૂ, આટલાં મોડાં કેમ આવ્યાં ? ચાહ વખત બાએ અર્ધો કલાક રાહ જોઇ'તી. નીચે ત્હમને કહ્યું યે હશે.

રત્નગૌરી

હા, બ્હેન, વાંકમાં આવિયે ત્યારે સાંભળવું યે પડે. ને એમને કંઈ કહેવાય છે જે ચાહ વખ્તે ઘેર આવવાનું વચન આપીને પાર ગયા હતા ?

સુવર્ણા

પાર ? ( ટીપાઇ પર બરાબર અજવાળું આવે એવી બેસણી ઉપરનો કેરોસીનનો શોભીતો દીવો સળગાવતી ) શ્રીમતી કહેતી'તી રમણભાઇ આવશે એટલે બે દિવસ રહેવાના હશે તો એ પણ એમની જોડે શીરીનના બાવાની વાડીએ જવાની છે. કહેતી'તી કેવી યે નમૂનેદાર છે. ને મ્હનેય આવવા કહ્યું છે.

બેચાર બેચાર દિવસે કંઇ જતાં હઇયે તો રડ્યું કેવું સારું લાગે : પગ છૂટો થાય, મને મોકળું થાય. પણ આ તો નર્યું જનાનખાનું. આખી દુનિયા પડી છે, તેને બદલે અહીં તો બસ આ બે બારીઓનો ખૂણો. રત્નગૌરી, હું તો કોઇ કોઇ વાર એવી ગુંગળાઉં છું જે !

રત્નગૌરી

હોય બ્હેન; ઇલાબાને હાથે પૂરતી છૂટમાં મ્હાલેલાં, અને અહીં તો ત્હમારે જૂના જમાનાનાં માણેકબા ! પણ અહીંયે ગાડી વાડી બધું છે; જરા મન જણાવો તો માણેકબા કંઈ ના ન કહેજો. પણ ત્હમારી જીભ જ ઉકલે નહીં તેનો શો ઉપાય. કંઇ ફિકર નહીં, બ્હેન. હવે બ્હોત ગઇ થોડી રહી. કાલ સ્હવારે નાહીને ઉઠશો. અને ત્હમારાં જેવાં નસીબદારને પ્હેલે ખોળે ગાદીવારસ જ હોય એટલે પછી માણેકબા જાતે જ હોંસે હોંસે બધુંય કરશે.

સુવર્ણા

( જાણે છેલ્લું વાક્ય સાંભળી જ ન હોય એમ બારીમાંથી બ્હાર જોઇ રહી હતી તે ) આ શ્રીમતી અને કિશોર ગાડીમાંથી ઉતરે. અત્યારે કેમ આવ્યાં હશે ? ( ઉભી થતી ) જુવો તો રત્નગૌરી, મામીએ મ્હારે સારુ

જાતે ભરેલાં મ્હોળિયાં કે કાર બોર એ લાવી હશે, તો એટલેથી જ પ્રથમ બા કને એને લઇ જાવ, બાને બતાવીને જ ઉપર મ્હો.

( ૨૦ મોટે દાદરેથી ઉતરે છે. સુ૦ પલંગને એક ખૂણે રૂપાના આંકડા વડે લટકાવેલો કુંચીઓનો ઝુમખો લે છે એટલામાં નોકર બત્તીઓ કરવા આવે છે તેને– ) પેલી મેડીની પ્હેલી કર.

( નોકર ત્યાં જાય છે, સુ૦ પોતાનું કબાટ ખોલી તેમાંની ન્હાની 'સેફ' ઉઘાડી અંદરથી રૂા. સોની એક નોટ લઇ લે છે. બીજા રૂપિયા અને ન્હાની નોટો મળીને ગણતાં પચાસથી ઓછા જણાય છે, તે સેફમાં રહેવા દે છે, અને કપડાં-માંથી એક પડોપાંદડીની ન્હાની સરખી થેલી કહાડે છે, તેને તળિયે કોથળી જેવું બીજું પડ પણ તૈયાર જોડેલું છે, તેમાં સોની નોટ આઠવડી વાળીને સેરવી દે છે. પછી સેફ અને કબાટ બંધ કરીને પણ ઝૂડો કબાટની કળમાં લટકતો રાખીને જ પાછી ખુરસીએ બેસે છે. નોકર આ મેડીની બત્તીઓ સળગાવવા આવે છે. સુ૦ ઝટ ઝટ ટાંકા લઇ થેલી જોડે નીચલું પડ શીવી પૂરું બંધ કરી દે છે. નોકર દીવાનું કામ પૂરું કરી પલંગ જરા ઠીકઠાક કરી સીડીએથી ઉતરે છે ત્યાં સુ૦ પણ થેલીને ટીપાઇના ખાનામાં મુકી દઇ, કંઇ દેખાયું તે બરાબર જોવા બારીએ ઉભી થાય છે. ખૂણે બે જણ ક્ષણ વાત કરે છે પછી તેમાંનો એક સામી ગલીમાં જાય છે, બીજો ઘર તરફ આવે છે તે જોઇ )

આજે પણ પાછો મુવો દાળશીરો ! એક દિવસે ન ચાલે ?—અરે ભગવાન ! ( કંચનની મેડીનું વચલું બારણું અંદરથી દઇ છેલ્લે બારણેથી પાછી આવી પોતાની મેડીનું વચલું અને છેલ્લું બારણું દઇ સીડીએથી નીચે ઉતરવા જાય છે ત્યાં કિશોર દોડતો ઉપર આવે છે એટલે તેને બચ્ચી કરતી પાછી વળે છે. )

## કિશોર

મ્હને શી ખબર, વ્હાલી બ્હેન, કે તમે અહીં હશો, નહીં તો હું ક્યારનો દોડી આવત. ( હીંચકો જોઇ દોડી તે ઉપર બેસે છે, સુ૦ જોડે બેસે છે. ) વાહ, મ્હારા પગ પ્હોંચે છે ને !–વારુ. વ્હાલી બ્હેન, તમને એક કહું, છાનુંમાનું હો, તમારા કાનમાં, શ્રી આવે તે પ્હેલ્લાં––જુવો, રાવ સાહેબ નક્કી આવવાના, મોડી રાતે, તે શ્રી સાથે કહાવ્યું છે માણેકબાને બાએ, સમઝયાં, તમારે અમારી જોડે હમણાં જ આવવાનું ! ( સીડીએ અવાજ સાંભળી મોટેથી ) આ શ્રી ને બીજું કોણ આવે. તમે, વ્હાલી બ્હેન, હું કહ્યુંવાર કરુ છું ને તેમ જરા મોંવાંસોંધાં થાવ કની તો ખૂબ મઝા પડે,

પણ ન આવો તે નહીં ચાલે હો. ત્હમારે સારુ ખુલ્લી ફાંકડી વિક્ટોરિયા પણ લાવ્યાં છિયે. ( કાનમાં ) ઇલાબાને ને ત્હમારે રોજ એમાં ફરવા જવાનું, સમજ્યાં ?

### શ્રીમતી

વાહ, કિશોર, હજી બાળક જ કે એટલી વાત પણ પેટમાં ન રહી. ( સુ० ઉભી થાય છે એટલે ) ના, વ્હાલીબ્હેન, બેસો, હું યે હીંચકે જ બેસું. ઊઠ, કિશોર.

### સુવર્ણા

રત્નગૌરી, આપો એને પેલાં કોડિયાંની કોથળી અને રંગબેરંગી તાસક. કિશોર, જો, ભાઇ, તું એ પ્રમાણે આકાર કર તો, ત્હને આવડે છે.ને ?

### કિશોર

( તાસક લે છે પણ ત્યાં કંચન આવીને હીંચકા સામે ગલી ફુપરની બારીના કઠેરા પર બેસે છે તેને જોઇ ) વ્હાલી બ્હેન આ કોણ ? ( સૌ હસી પડે છે, એટલે તેનો જ હાથ પકડીને ) ત્હમે જ બોલો ને ત્હમે કોણ ?

### કંચન

પેલી મેડીમાં કની બધાં બહુ રમકડાં છે, બે કબાટ ભરેલાં : મેના પોપટ, પિસ્તોલો, ને એવું એવું; ચાલો, કિશોર, આપણે રમિયે ને ખેલિયે, બહુ મઝા પડશે. (કં० કિ० જોડે છેલ્લે બારણેથી પોતાની મેડીમાં જાય છે, ને વચલું બારણું ખોલે છે; ર० આ મેડીનું વચલું બારણું પણ ખોલી પાછી આવે છે )

### શ્રીમતી

(કં० આવ્યો ત્યારથી સુ० ના મોં સામે જ જોઇ રહી છે તે કંપારી ખાઇને ) વ્હાલા બ્હેન, આજે તો એક સાડીની કોર અને બે પોલકાના મ્હોળિયાં તૈયાર થયાં હતાં તે જ લાવી છું. માણેકબાને બહુ ગમ્યાં, કેમ રત્નગૌરી ?

### રત્નગૌરી

હા રે, અહીં તો કોઇ કારીગરની ગે શી મગદૂર કે આવાં ભરે—જુવો તો ખરાં.

### સુવર્ણા

લાવ, બ્હેન, પણ ભાભીને જરૂર કહેજે કે મ્હારા પાછળ બહુ વખત ન બગાડે. હું જ કહી દઇશ.

### શ્રીમતી

કેમ એમ ? બા તો વારે વારે કહે છે કે "સુંદર ભરતગુંથણના શોખમાં સુવર્ણા જેવી તો કોઇ દીઠી નહીં; શી એની ઝીણવટ !" અને આજે વળી આમ ? —(ધીમેથી) વ્હાલી બ્હેન, શરીર તો સારું છે ને ?

### સુવર્ણા

(ધીમેથી) સારું ન હોય તો ઓછી પીડા ! (મોટેથી) લાવ જોઉં. (હાથમાં લે છે પણ ઊંચી નજરે હીંચકો જ ખાય છે.)

### શ્રીમતી

(ઉઠી જઇ ટીપાઇ પાસે જાય છે ત્યાં સપાટની ગોઠવણ ઉપર નજર જતાં) સુંદર ! બા શું ખોટું કહે છે ?

(સુ૦ ઝટ આવી રાચને જરા હલાવી નાખે છે, કીડિયાં સેળભેળ થઈ જાય છે. શ્રી૦ અજબ થતી બોલવા જાય છે પણ સામી ખુરસીએ બેઠેલી)

### રત્નગૌરી

(તેને વારે છે, અને ઉઠી સુ૦ના હાથમાંથી કોર વગેરે ખોલે છે અને તેને) ચાલો, બ્હેન, આને કબાટમાં મુકીશું કની ? આવો, શ્રીમતી, કબાટમાં એમની નવી સાડીઓ અને પોલકાં તો જુવો ! કંચનભાઇ

આજે જ એક રેશમી સાડી મુંબાઇથી લાવ્યા છે, કોરપાલવ જાણે પતંગિયાંની પાંખ !

( ત્રણે કબાટ આગળ ઉભાં છે. ર૦ બે ત્રણ સાડીઓ બતાવે છે, શ્રી૦ જુવે છે. )

### સુવર્ણા

( એક પડોપાંદડીની થેલી લઇ ખૂબ સુંઘે છે અને શ્રી૦ ને આપે છે. ) જો બ્હેન, અહીંના ગાંધીઓ બી હદ કરે છે. આમાં મુખ્ય સુગંધ શેનો લાગે છે, જો જોઇયે ?

### શ્રીમતી

( સુંઘતી ) આહ, જાણે સુંઘ્યા જ કરિયે. પણ આમાં શું કંઈ ખાસ છે ?

### રત્નગૌરી

બધી પડોપાંદડી સરખી.

### સુવર્ણા

( બીજી થેલી ક્હાડી શ્રી૦ને આપતી ) છટ, આ લ્યો જુવો ચલણી માલ. આ મુરધી તો પેલી ઢેલ. પણ રત્નગૌરી, ત્હમે, માણેકબા, ઉત્તમભાઇ, અને એ ચારે સરખાંઃ નાક જ ન મળે.

### શ્રીમતી

( બંનેને વારાફરતી સુંઘતી ) પ્હેલી થેલી મધુરી વધારે લાગે છે, પણ મુખ્ય સુગંધની તો કંઈ સમઝ પડતી નથી.

### સુવર્ણા

એ થેલી પણ જરા જૂની થઇ છે. એવી જ નવી મામી સારુ જુદી ક્હાડી રાખી છે. શ્રી, હજી સાડીઓ પોલકાં જ જોયા કરવાં છે કે બંધ કરું ?

### શ્રીમતી

બેલાશક બંધ કરો અને લઇ લ્યો રજા, આપણે જતાં થઇએ.

(સુ૦ એકદમ પાછી ફરી ખુરસી પર પડે છે, અને ટીપાઇના ખાનામાંથી મુકેલી થેલી કહાડીને પાછી ખૂણ સુંઘવા માંડે છે. શ્રી૦ અને ર૦ સાડીઓ વગેરે ઠીકઠાક ગોઠવે છે ત્યાં જ-)

### રત્નગૌરી

(ધીમેથી) બ્હેન, ત્હમે છેક બાળક છો. એ ત્રણ મહિના સૌને એમ મન ઉંડું ઉંડું થાય જ. નાજુક હોય તેને પ્હેલી વાર બહુ થાય. પણ તેથી કંઈ જ ગભરાવાનું નથી. ત્હમારાં બાની પાસે ભાભી રહેશે કની ત્યાં એવાં તો આનંદ આનંદમાં રહેશે ને ઘડી ઘડી વિના કારણ મકલાયા કરશે, કે તેથી બી ત્હમે અજબ થશો. કલાક ઉપર હું આવી ત્યાંસુધી તો ખાસ કંઇ યે ન્હોતું.

### શ્રીમતી

(ધીમેથી) નાજુક એટલે ?

### રત્નગૌરી

એ બી સવાલ ? ત્હમે પોતે ય નાજુક જણાવ છો. આ ઘરમાં તો અમે કોઇ નાજુક નથી, બલ્કે નાજુકાઇ કેવી હોય તે પણ સમઝતાં નથી. ભાભીની ગંધની પારખ જ જુવોને. નાક, કાન, આંખ, મન, એમનું બધું જ એવું. જરા કોઇ સહજ કહે અને એમનો જીવ અંદર કંઈ કંઈ ઉંડો ઉતરી જાય, જ્યારે બોલનાર તો છેક જ અમથું બોલ્યું હોય.

(કબાટ બંધ કરે છે. બંને સુ૦ પાસે આવે છે, અને ર૦ જૂડો સુ૦ને આપે છે.)

### સુવર્ણા

શ્રી, જો આ નવી થેલી. સુંઘીને ત્હારા ગજવામાં મુક. પડી ન જાય હો, માગી માટે છે. (હસતી) તું હજી બહન પ્હેરે છે તે ત્રણ ગજવાં હશે. હું એકે ગજવું પોલકાને પણ પસંદ કરતી નથી.

કિશોર

(આવીને) વ્હાલી બ્હેન, પેલી મેડીમાં કુંચીઓનો જૂડો માગે છે. ને, શ્રીબા, મ્હને તરસ લાગી છે તે?

સુવર્ણા

(રત્નગૌરીને) લ્યો, આમાંથી સેફની, કબાટની, ને એમની એક એક કુંચી આપી આવો. એમની કડીમાં સરકાવી જ આપજો, અને જવાનું પૂછતાં આવો. (શ્રી૦ પાછી અજબ થાય છે.) આવ ભાઇ, પાણી પાઉં.

રત્નગૌરી

નીચે માણેકબાએ શ્રીબ્હેનને હા કહી ત્યારે ઉભા'તા સ્તો.

(સુ૦ કિ૦ જોડે ગોળી તરફ જતાં જતાં હાથનો ઇશારો જ કરે છે. ર૦ જોડેની મેડીમાં જાય છે. સુ૦ કિ૦ને પાણીનો પ્યાલો આપી પોતાની આંખે અને કપાળે છાલકો મારવામાં પડે છે.)

શ્રીમતી

(છેક અવિચારે મનમાંનું ઓઠે આવી જાય છે) વ્હાલી બ્હેન, નીકળતાં આગમચ ત્હમે પણ એમની પાસે—

સુવર્ણા

(ઠરડાયલાં હાસ્ય સાથે) બાપુના સરકારી તુમારોમાં કની (ફરી ખૂબ પાણી છાંટતી) મેં એક વાક્ય ફરી ફરીને આવતું વાંચેલું, તે, શ્રી બ્હેન, ત્હારે સાંભળવું પડશે. ત્હારા દિલમાંના બધા ય સવાલોનો જવાબ એમાં છે જો: (કિ૦ સાથે વચલા બારણાથી આગળ આવી જઇને ધીમેથી) "મેહરબાન સાહેબને વિદિત થાય જે, પ્રસ્તુત પ્રકરણ પરત્વે આ ખાતાંનો વહીવટ જુદો છે." (ખડખડ હસતી) અહાહા, શો શબ્દે શબ્દ મોતીના દાણા જેવો વીણી વીણીને ગુંથ્યો છે! શ્રી૦ ને બંને ખભે હાથ મુકી તેના સામે તાકી રહે છે.)

રત્નગૌરી

(જૂડો લઇ પાછી આવીને) હ્યો જોઇ હ્યો, અને રજા છે.
(મોટે દાદરે કોઇ ચ્હડતું સંભળાતાં જ કં૦ આ મેડીના બારણા વચ્ચે આવી ઉભો રહે છે. સુ૦ પણ પગરવ સાંભળતાં શ્રી૦ ને બાઝી પડે છે તેની કં૦ ના તરફ પીઠ છે.)

કંચન

કિશોરભાઇ, લે આ એયરગન (air gun) નવીન સામે ફોડવાને લઇ જવી છે ને? (કિ૦ લેવાને દોડે છે તે આપતાં કિં૦ ને, પણ સુ૦ તરફ જોઇને તેને પજીવવા—) અને પેલો નાગ?

સુવર્ણા

(કં૦ તરફ પીઠ રાખીને જ) ના, ના, કિશોર, બળ્યો એ ઝેરી દુર્ગંધી નાગ! (કંપારી ખાય છે. એકદમ જુસ્સામાં તેના સામે ફરીને) રમો એ ચામડિયા નાગ વડે ત્હમે ને ત્હમારો દાળશીરો, કરારે! ચાલ બ્હેન, ચાલ કિશોર, જતાં થઇયે. શ્રી૦ ની કંમરે ટેકા માટે હાથ રાખીને ચાલવા માંડે છે.)

રત્નગૌરી

(કં૦ દાલસીચરાનું નામ સુ૦ ને મોંએ સાંભળતાં ખંચાય છે તેને) ત્હમારે યે કંચનભાઇ, ભાભી સાથે ટીખળ જ કરવું, તેમાં ન જુવો તખિ-યત કે ન વર્તો સમઇગ્યે! ચાલો, ભાભી, એ તો અમથાઃ ભાયડા માત્ર એવા!

શ્રીમતી

કંચનભાઇ. સાહેબજી કાલે રાવ સાહેબ પાસે આવશો ને?

સુવર્ણા

( ટટાર થતી, કં૦ સામે જોયા વગર ) બાપુ જ બાપાને મળવા આવ્યા વગર નહીં રહે.

કિશોર

સાહેબજી, કંચનભાઇ

કંચન

સાહેબજી, સાહેબજી.

( સૌ સીડીએથી નીચે ઉતરી જાય છે. દાલસીયરા કં૦ ને વાતો કરતો જોઇને બહુ ધીમે ધીમે ચ્હડતો હતો તે ઉપર પ્હોંચતાં કં૦ આ બારણું અમથું અડકાવી પોતાની મેડીમાં દા૦ ને લઇ બારણું વાસે છે તેને )

દાલસીયરા

લ્યો, સરદેસાઇ સાહેબ, આ શીશો; રૂ. આઠનું આ બિલ. અને ( ગજવામાંથી બીજો કાગળ કહાડીને ) આ તમુએ છેલ્લી રજામાં ખાણીપીણી ઉડાવેલી તેનો પેદ્રોએ આંકડો મોકલ્યો છ. પેદ્રોકાકાની રીત જાણો છો ને સાહેબ ? રોજ રાતે ત્રણ પેગ ( peg ) પછી એમના મગજના કાંટા બરાબર ફરતા થાય છે, ત્યારે હિસાબ તપાસે છે, અને બાકી રહેલાં બિલોને માટે મને માર પડે છ, બેસુતમ ! જાણે મારી પીઠ તો ધોબીને ઝીકા મારવાનો પથરો ! આજ તો મને ખાસ ફરમાવ્યું છે, સાહેબ, કે આય આંકડાની પૂરેપૂરી રકમ નહીં લાવી આપસ, તો એ સારો બરડો ભાંજી જ નાખસે ! ( રોવા જેવો થઇને ) આંકડો પૂરો ચૂકવી આપો, મુરબ્બી, નહીં તો અહીં જ કંઇ રાતની રાત પડી રહેવા દેજો, સાહેબ !

( દરમિયાન કંચને અવાજ ન થાય એમ શીશો ખોલ્યો છે, બે ગ્લાસમાં પેગ રેડયા છે, અને સાઇફન ( syphon ) માંથી પોતે જોઇતો સોડા ઉમેર્યો છે, તે દા૦ ને ગ્લાસ આપતો, બિલ અને આંકડો લઇને )

રત્નગૌરી

( જૂડો લઇ પાછી આવીને ) લ્યો જોઇ લ્યો, અંને રજા છે.

( મોટે દાદરે કોઇ ચ્હડતું સંભળાતાં જ કં૦ આ મેડીના બારણા વચ્ચે આવી ઉભો રહે છે. સુ૦ પણ પગરવ સાંભળતાં શ્રી૦ ને બાઝી પડે છે તેની કં૦ ના તરફ પીઠ છે. )

કંચન

કિશોરભાઇ, લે આ એયરગન ( air gun ) નવીન સામે ફોડવાને લઇ જવી છે ને ? ( કિ૦ લેવાને દોડે છે તે આપતાં કિં૦ ને, પણ સુ૦ તરફ જોઇને તેને પજીવવા–) અને પેલો નાગ ?

સુવર્ણા

( કં૦ તરફ પીઠ રાખીને જ ) ના, ના, કિશોર, બળ્યો એ ઝેરી દુર્ગંધી નાગ ! ( કંપારી ખાય છે. એકદમ જુસ્સામાં તેના સામે ફરીને ) રમો એ ચામડિયા નાગ વડે ત્હમે ને ત્હમારો દાળશીરો, કરારે ! ચાલ બ્હેન, ચાલ કિશોર, જતાં થઇયે. શ્રી૦ ની કંમરે ટેકા માટે હાથ રાખીને ચાલવા માંડે છે. )

રત્નગૌરી

( કં૦. દાલસીચરાનું નામ સુ૦ ને મોંએ સાંભળતાં ખંચાય છે તેને ) ત્હમારે યે કંચનભાઇ, ભાભી સાથે ટીખળ જ કરવું, તેમાં ન જુવો તબિયત કે ન વર્તો સમઇયો ! ચાલો, ભાભી, એ તો અમથાઃ ભાયડા માત્ર એવા !

શ્રીમતી

કંચનભાઇ. સાહેબજી કાલે રાવ સાહેબ પાસે આવશો ને ?

### સુવર્ણા

( ટટાર થતી, કં૦ સામે જોયા વગર ) બાપુ જ બાપાને મળવા આવ્યા વગર નહીં રહે.

### કિશોર

સાહેબજી, કંચનભાઇ

### કંચન

સાહેબજી, સાહેબજી.

( સૌ સીડીએથી નીચે ઉતરી જાય છે. દારૂસીયરા કં૦ ને વાતો કરતો જોઇને બહુ ધીમે ધીમે ચ્હડતો હતો તે ઉપર પ્હોંચતાં કં૦ આ બારણું અમથું અડકાવી પોતાની મેડીમાં દા૦ ને લઇ બારણું વાસે છે તેને )

### દારૂસીયરા

લ્યો, સરદેસાઇ સાહેબ, આ શીશો; રૂા. આઠનું આ બિલ. અને ( ગજવામાંથી બીજો કાગળ કહાડીને ) આ તમુએ છેલ્લી રજાઓમાં ખાણીપીણી ઉડાવેલી તેનો પેદ્રોએ આંકડો મોકલ્યો છ. પેદ્રોકાકાની રીત જાણો છો ને સાહેબ ? રોજ રાતે ત્રણ પેગ ( peg ) પછી એમના મગજના કાંટા બરાબર ફરતા થાય છે, ત્યારે હિસાબ તપાસે છે, અને બાકી રહેલાં બિલોને માટે મને માર પડે છ, એસુતમ ! જાણે મારી પીઠ તો ધોબીને ઝીકા મારવાનો પથરો ! આજ તો મને ખાસ ફરમાવ્યું છે, સાહેબ, કે આય આંકડાની પૂરેપૂરી રકમ નહીં લાવી આપસ, તો એ મારો બરડો ભાંગી જ નાખસે ! ( રોવા જેવો થઇને ) આંકડો પૂરો ચૂકવી આપો, મુરબ્બી, નહીં તો અહીં જ કંઇ રાતની રાત પડી રહેવા દેજો, સાહેબ !

( દરમિયાન કંચને અવાજ ન થાય એમ શીશો ખોલ્યો છે, બે ગ્લાસમાં પેગ રેડયા છે, અને સાઇફન ( syphon ) માંથી પોતે જોઇતો સોડા ઉમેર્યો છે, તે દા૦ ને ગ્લાસ આપતો, બિલ અને આંકડો લઇને )

કંચન

લે, લે, હવે, બેસ ખુરસીએ. ત્હારે જોઇતો સોડા નાખી લે, ને જરા ઠંડો પડ. ( આખો ગ્લાસ પી જઇને આંકડો જુવે છે. ) શું ? રૂપિયા એકસો અગિયાર દશ આના નવ પાઇ ? બધો ઉન્હાળો થઇને કેટલીક વાર બેઠકો થઇ હશે ? ( બારણે ટકોરો સાંભળી ) કોણ એ ? ઉત્તમભાઇ ? આવો. ( ઉ૦ આવી બારણું વાસે છે. કં૦ તે સામે ફરે છે એટલે શીશા તરફ આંગળી કરે છે. ઉ૦ ડોકું ધુણાવે છે તેને ) કેમ ?

ઉત્તમ

બાપા વાડીએથી આવી ગયા છે. સંધ્યા થઇ રહેતાં દશ મિનિટમાં જમવા બેસવાનું છે. માણેકબાને કહેતા હતા, “ તું ને ભાઇ બંને ઠીક જ છો. સુવર્ણા માટે ગાડી આવેલી હતી તો પા કલાક તો રોકવી ’ તી ! એ ન્હાવા ગયા એટલે પાછળ માણેકબા બબડયાં: “ કોને રોકે ? જતાં જતાં મ્હારી પાસે તો શ્રીમતી જ આવી; એ તો ‘ બા, જાઉં છું ’ કહેવાયે ન રહી, ”–

કંચન

વગેરે, વગેરે, વગેરેઃ આપણું અહીં આવ્યા કે રોજનું ટાહ્યલું, લાંબું લચક, પાવનીના જેટલું, પાઘડી મ્હને. ( ઉભો થઇને ) વારુ, બેસ; હું આને કહાડું. હા, જો આ આંકડો; બારેક બેઠક તો થઇ હશે તેમાંથી ઘણીનું પીણું તો રોકડું ચુકવેલું; જો તો જરા, ઠીક લાગે છે ?

ઉત્તમ

( ઉપર ઉપરની બેદરકારીથી પણ બરાબર તપાસીને ) પેદ્રોકાકાનો કની ? પીણું આમાં બે જ વારનું છે. બીજું પણ માફકસર જણાય છે. મેં દાળ-શીરાને મંડપે જોયો ત્યારથી જાણતો ’તો જ કે ઉઘરાણી થશે, તે મ્હારી પેટીમાંની સિલક લેતો આવ્યો છું; લ્યો.

કંચન

( લઇને ) વીશ જ ?

( ઉઠે છે જોડેની મેડીમાં જઇ કબાટમાંની સેફ ખોલી સેફ ખાલી કરે છે. ગણી જુવે છે. ડોકી ધુણાવે છે. પાછો આવી દા૦ ને સાન કરે છે. બંને દાદર ઊતરે છે. એટલે રકમ અધૂરી જોઇ દા૦ પાછો કરગરવા માંડે છે. કં૦ ના વાસ્કુટમાં એક પાસે ખીસામાં સોનાનું ઘડિયાળ છે; બીજે પાસે તેના અછોડાનો છેડો ખીસામાં છે. તે ખીસામાં હાથ જાય છે, ત્યાં ચોકમાંથી રત્નગૌરી બૂમ પાડે છે– " કંચનભાઇ ! " તુરત કં૦ અછોડો ઘડિયાળથી છૂટો કરીને દા૦ ને મારે છે. " લે, જા ! મર ! " દા૦ દોડી જાય છે. કં૦ મોટે બારણેથી સીધો ઘરમાં જાય છે. દરમિયાન ઉ૦ પણ બંને મેડીઓનાં બારણાં વાસી સીડીએથી ઉતરી જાય છે. પડદો પડે છે. )



# પ્રવેશ ૬ ઠો

## માદીકરી : ઉભરાનું સાંત્વન

**સ્થલ :** રા. રા. મણિભાઇ સાહેબના મકાનમાં સૌ. ઇલાવતી, નવીન અને કિશોર સૂતાં છે તે ઓરડો.

**સમય :** ખોરદાદસાલની રાતે મોડેથી.

### પાત્રો :

સૌ. ઇલાવતી અને શ્રીમતી

( રા. રા. હકુમતરાય માનકરી ઉર્ફે રાવ સાહેબ અગિયાર વાગે આવ્યા તેમને જમાડી પરવારીને સૌ. ઇ૦ પોતાના પલંગમાં પડી છે. ત્યાં જોડેના ઓરડામાં સુવર્ણા, શ્રીમતી, અને પદ્મા સૂતેલાં તેમાંથી સુ૦ અને પ૦ ખરેખર ઉંઘી ગયાં છે એમ ખાતરી કરીને વચલા બારણામાંથી જાણે ચોર હોય એમ શ્રી૦ નીરવ આવે છે. )

### શ્રીમતી

( ઇ૦ ને ગળે હાથ નાખતી ) બા, બા, ત્હારી પથારીમાં આવું ? ઘણે દહાડે, કેટલેય વર્ષે. ( ઓઢેલાની અંદર ભરાય છે. ) ત્હારી શીતળ સોડ વગર આજ તો ઉંઘ નહીં જ આવે. આખે માથે બધી છાતીમાં જાણે કંઇ કંઇ વ્હલોવાઇ જાય છે. બળ્યું રડાતું યે નથી. બા, ન્હાનું છોકરું છળ્યું હોય તે પાછું કેમ ત્હાડું પડતું હશે ? બા, હું આખી યે છળી ઉઠી છું.

( ઇ૦ ને એક હાથે ભેટીને સુવે છે. બીજો પલંગ બ્હાર લાંબો લટકે છે. ઇ૦ બંને હાથે શ્રી૦ને હૈયા સરસી દાબી રાખે છે અને હથેળીઓ હળવે હળવે તેનાં કપાળ તાળવાં અને છાતી ઉપર ફેરવે છે. શ્રી૦ લગભગ ચત્તી પડી છે. મોં સ્ટેજ તરફ, થોડુંક એની બા તરફ. ઇ૦ ડાબે પાસે સૂતી છે. શ્રી૦ના મસ્તકને ઉપરથી એની હડપચી લગભગ અડે છે અને આખું મોં સુતેલી નહીં પણ બેઠેલી હોય એમ શ્રી૦ને છાતી સરસી લેતાં ઉંચી થઇ રાખેલું, અને શ્રી૦ની આંખ સાથે આંખ મળે એમ રહેલું, પ્રેક્ષકો જોઇ શકે છે. )

## શ્રીમતી

હાશ હવે કંઇક કળ વળશે...

બા, લગ્ન એટલે ?—હુકુમતરાયજીનાં વહુ, ફોઇ, મેં દીઠેલાં જ નહીં; લક્ષ્મી મામીનો સંસાર કંઇક જોયો, પણ તેમાં તો દોલતભાઇ, રમણભાઇ, ઘરડાં માશીબા યે કહે છે મામી જ દાધાંબળ્યાં છે. બા, મ્હારી ઇલાબા, કહું ?—લગ્ન એટલે મેં તો ત્હને ને બાપાને જ દીઠાં છે. ને હું સમઝતી હતી લગ્ન એટલે સ્વર્ગ; એકમેક પ્રેમ અને વિશ્વાસ અને એક દિલનું સન્જોડ જીવન; લગ્ન એટલે ચ્હડતી પડતી ચિંતા ઉલ્લાસ રોગ મૃત્યુ એવા એવા બ્હારના બનાવોમાં યે અંતરની એકધારી હુંફ; લગ્ન એટલે પચીશ પચાશ વર્ષના અવસરમાંની અનંતાનંત પલવિપલોની અખૂટ દરિયાના દરિયા ભરાય એટલી મધુરતા. ( ઇ૦ ની આંખમાંથી શ્રી૦ ના માથા ઉપર દડ દડ આંસુ સરે છે. ) હાશ, બા ત્હારાં ઉન્હાં પણ શાંત આંસુથી મ્હારા ધીકેલા તાળવાને જાણે ઠંડક વળે છે...

મ્હને યે એવું રડાય તો સારું; રડી રડી રડી આખી પીગળી જાઉં ને પાવનીમાં સમાઉં. આખા મેઘના મેઘ રડયા ચ્હડી આવે છે કેવા ય ઉધમાત ભર્યા, અને પછી પીગળી પીગળીને પાવનીમાં જ સમાઇ જાય છે ને, એમ...

બા, બા, લગ્ન એટલે ?—આજ દીવાવખ્તે મેં વ્હાલી બ્હેનની મેડીમાં પગ મુકયો કની ત્યારથી મ્હારા પર જાણે કડડડ વીજળી જ ત્રૂટી પડી. બા, વ્હાલી બ્હેન આપણે ત્યાં હતી ત્યારે કેવી લાગતી હતી ? જાણે મોટી થતાં ત્હારા જેવી જ ખીલીને થઇ રહેશે; જરા નાજુક, પણ બીજી બધી વાતે ઇલાબાનો જ પડછાયો. અને આજે ? શરીર એ તે એ, મોં યે તે જ, પણ એની આંખો ? હાય હાય બા, જાણે ઉંડા ઉંડા પાતલકુવા,

અને તળિયે જોઇ શકો તો દુઃખ જ દુઃખ ! વળી એ દુઃખ પણ કેવું કેટલું–કરાલ–ધગધગતું ! –લગ્ન એટલે છેક આવું ?–એ પોણાએ વર્ષમાં જ !–હાય હાય રે કેમ ખમાવ રે મ્હારી મા ! ( અવાજ ફાટી જાય છે, હસકે હસકે રુવે છે, લટકતે હાથે કપાળ કૂટવા જાય છે, તેને ઇ૦ ઝાલી પોતાની છાતી ઉપર મુકે છે. )

## ઇલાવતી

**શ્રી**, બેટા, સુવર્ણા દુઃખી છે એ સાચું છે. ત્હારી બાળક આંખે દુઃખ પ્હેલું જ આજે દીઠું, તે વળી વ્હાલીબ્હેનનું, એટલે ત્હને લાગી આવે. રડ, બેટા, રડી લે, પણ ઝીણું ઝીણું. સુવર્ણાને ત્હારે જગાડવી તો નથી ને ? રાવ સાહેબના કાન પણ બહુ સરવા છે, અને આવીને સુવર્ણાને જોતાં વાત જ એમના કાળજામાં યે ચિરાડો પડયો છે. હજી આગલી મેડીમાં જાગતા જ પડયા હશે. જરા મોટેથી રડી દેવાશે તો એ ધારશે સુવર્ણા રડે છે, અને સફાળા આવશે. સુવર્ણાનો જ દાખલો લે, બેટા. ત્હારાથી પૂરાં ત્રણ વર્ષ પણ મોટી નથી. એનું દુઃખ જોઇને ત્હને આટલું રોજ આવે છે, તો એને પોતાને કેટલું વધારે થવું જોઇયે ? પરણી ત્યારે તો તું છે એવી જ બાળક હતી. પણ બે વર્ષથી ય ઓછા વર્ષમાં શી સહનશીલ બની ગઇ છે. માતા થાય તે પ્હેલાં જ કુદરતે માતાને જોઇતું બધું ગામ્ભીર્ય એને આપી દીધું છે. અહીં ઉમરામાં જ મ્હને વળગી રડી પડી એ ખરું, ઘડી તો છાતી ફાટી જશે જાણે એમ, રોઇ, પણ પછી પાછી કેવી શાંત અને હસમુખી બની. અને એ બોલી શું તે સાંભળ્યું'તું ને ?—"**મામી**, આ ત્હમારી **શ્રી**ની કલ્પના બહુ તેજ છે, એ કહે તે બધું ન માનશો."

વળી રાવ સાહેબ આવ્યા તે પ્હેલાં ઝોકાં યે ખાતી'તી, ને ત્હને તો હજી ઉંઘ નથી આવતી. એમની આગળ પણ એનાં આંસુ ખરી પડયાં, પણ તે કેવાં એણે તુરત અટકાવી દીધાં, અને રાવ સાહેબની તબિયતની કેવી જરે જર પૂછપરછ કરી લીધી, જાણે એમની જ ઉંમરની હોય એમ. બેટા, આટલી ન્હાની ઉંમરે પણ એ પુખ્ત અને સહનશીલ બની રહી છે; બાળકી મટી ઠૈયર બની છે. ( શ્રી૦ ધીમે ધીમે શાંત પડી છે. )

બ્હેન, લગ્ન એટલે ? લગ્ન એટલે ? એમ પૂછી પૂછીને મુંઝાય છે અદઉઘડેલી કળી જેવી કિશોર વય. પણ એ વય તેમ એની મુંઝવણો અનુભવમાં આવતાં આવતાં તો વહી જાય છે.

### શ્રીમતી

બા, તું તો સદાની આશાવાદી છોઃ મીઠી, હસમુખી, અને ઉજળી બાજુને લડાવનારી. સુવર્ણા સહનશીલ ઘણી હશે, છે, પણ સહનશીલતા વત્તી કોને જોઇયે, કોને હોય, જે વત્તું દુઃખી હોય તેને જ ને ? તું ફોસ-લાવી પટાવી વાતે વાળ્ય છે, પણ મેં તો નજરે જોયું. જાણે એ ડુસકે ડુસકે રોઇ પડશે, જાણે મૂર્છા ખાઇ પડી જશે. આંખે કેટલું તો પાણી છાંટયું અને પડોપાંદડી તો બધો વખ્ત સુંઘ્યા જ કરતી'તી. એ પડોપાંદડીની થેલીમાં શું વિશેષ છે, બા ?

### ઈલાવતી

( સાવધ થઇને ) થેલીમાં એટલે ? મ્હને આપી તેમાં ?

### શ્રીમતી

હા, એના સુગંધમાં. એ કહે એની મધુરતા અજબ જ છે, ત્હને બહુ ગમશે.

### ઇલાવતી

( સસ્મિત )' એની હાલની સ્થિતિમાં માથું ભમે, અભાવા પડે, તર્ક-વિતર્ક આવ્યા કરે, મૂર્છા જેવું યે થાય, ને તીવ્ર મીઠા સુગંધ બેહદ રુચે, જરા પણ દુર્ગંધ અસહ્ય થઇ પડે. આટલા ઉપરથી તેં કરેલી એના અતિ દુઃખની કલ્પના ભ્રમણા જ છે. થેલી મ્હને આપવાની હતી એ પણ ખરું. ખાસ એ થેલીના સુગંધને એણે બહુ વખાણ્યો તે તો એ જ થેલી મ્હને આપવાની તેનું કઇં કારણ જોઇયે માટે.

### શ્રીમતી

ત્યારે એ થેલી ત્હને આપવાનું ખરું કારણ એનો અજબ સુગંધ નહીં પણ બીજું કઇં એટલું કબૂલ કરીને જ તું અટકી જાય છે; ખરું કારણ શું તે તો કહેતી નથી.

### ઇલાવતી

કેમ કહું ? બીજાની ખાનગી વાત જાણવામાં આવે તે મ્હારાથી ત્હને ન કહેવાય, ત્હારાથી મ્હને યે ન કહેવાય.

### શ્રીમતી

જા, જા, એમાં વળી ખાનગી શું આવી ગયું ?

### ઇલાવતી

જો, સમજ, જાણે તું પરણેલી હોય, અને ત્હારા પતિની કંઇ ગુપ્ત વાત હોય, તે મ્હને તું જણાવી શકીશ ?

### શ્રીમતી

ના સ્તો. પ્હેલી વફાદારીનો હક્ક પતિનો, બીજા બધાનો ય વિશ્વાસ મેળવવાનો હક્ક એથી ઉતરે.

### ઇલાવતી

બરાબર, બેટા. એ જ કસોટી તેં આજ સાંઝે જોયો તે દેખાવને લગાડ એટલે ત્હારા ધ્યાનમાં ઉતરશે જ કે આજ તેં સુવર્ણાના અતિ દુઃખ જેવું જોયું તેમાં સત્યના કરતાં ત્હારી કલ્પના જ વધારે ભળેલી હતી.

### શ્રીમતી

એટલે ?

### ઇલાવતી

આપણું અહીંનું વાતાવરણ સ્નેહમય, વિવેકી, અને નાજુક. ત્યાં માણેકબાના ઘરનું વાતાવરણ જડ, શુષ્ક, વ્યવહારુ. તું ત્હારી વ્હાલીબ્હેન જેવી સ્ત્રી ઉપર કંચનભાઇએ પતિ તરીકે હસમુખો મધુર સ્નેહ હાલતે ચાલતે બતાવવો જ જોઇયે એમ માની લઇને ત્યાં જાય, અને ત્યાંની રીત-

આદત એ નહીં; એટલે ત્હને એમ જ લાગે જે કંચનભાઇનો સુવર્ણા ઉપર સ્નેહ જ નથી, વ્હાલીબ્હેન એને પરણીને તો ખાડમાં પડી છે. હવે બીજી વાત. સુવર્ણા આપણા વાતાવરણમાં ઉછરેલી એટલે ત્હારું આવું જ વલણ હોવું જોઇયે તે એ જાણે. પણ કંચનભાઇ એ ન જાણે, અને પોતાની હંમેશની રીતે વર્તે, જેથી સુવર્ણા ટેવાયલી અને તું ટેવાયલી નહીં. આ બધાથી સુવર્ણા મુંઝાય, ચોકખું ન કહેવાય ત્હને, ન કહેવાય કોઇને, અને મુંઝવણને લીધે એની વર્તણુક, ખાસ કરીને એની હાલની શરીર સ્થિતિમાં, એવી થઇ જાય, કે ત્હારી એના દુઃખ વિશેની કલ્પના છેક નજીવા બનાવો પરથી યે પલે પલે પોષાતી જાય અને મોટું રૂપ પકડતી જાય.

### શ્રીમતી

રત્નગૌરી કહેતી હતી ખરી કે સુવર્ણા અને હું નાજુક અને એ ઘરનાં કોઇ નાજુક નહીં, ને કંચનભાઇ તો વળી ટીખળી.

### ઈલાવતી

ખરી વાત, બેટા. સામાન્ય લોકોથી વધુ નાજુક હોય તેને વધારે વેઠવું પડે. જેની નાસિકા તીવ્ર હોય તેને પ્યાજ, લસણ, તમાકુ, દારૂ, આદિના દુર્ગંધ કેવા દુઃખદ હોય તે સામાન્ય માણસ સમજી શકે જ નહીં. આપણી સુવર્ણાને દુઃખ નથી એમ નહીં. એ અત્યારે દુઃખી છે ખરેખર. પણ તેં તો જાણે એને મહાભારત અસાધ્ય દુઃખ પડ્યું હોય એમ કલ્પી લીધું, અને ત્હારું એ માનવું તો સાફ ખોટું છે. જો, પેલો ઝીણો દીવો બળે છે તે આગળ દીવાસળીની પેટી પડી છે, તેની છાયા કેટલી બેરી પ્હોળી અને લાંબી છેક ભીંત સુધી પ્હોંચી ગઇ છે! કિશોર વયની કલ્પના એ પેટીના જેટલી ઝીણી બાબતને એ છાયાના જેવડી મોટી ને ભયાનક જુવે છે. કિશોર વયમાં એવી એવી ભૂલો થાય જ.

વારુ, જા, સુઇ જા, બ્હેન; કાલે શીરીનને ત્યાં રમણ જોડે જવાની છો તે સાથે સુવર્ણાને પણ લઇ જઇશ ને?

### શ્રીમતી

હા સ્તો. (જાય છે.)

## ઇલાવતી

શી ભોળી બાળકી છે ?...

પ્રભુ, પ્રભુ, કાળજાની કોર જેવાં છોકરાં મોટાં થતાં તેમનાં સુખ દુઃખ ગમે તેટલી કાળજી રાખિયે તથાપિ એક સટ્ટો જ, હેં !...

અથવા, આપણી હારનાં સ્ત્રીપુરુષો આપણને ગમે તેટલાં વ્હાલાં હોય છે, તોપણ એમનાં સુખ દુઃખ ઘડાય છે તેમાં આપણો દરેકનો અધિકાર માત્ર સહૃદય પ્રેક્ષકના કરતાં વધારે જવલ્લે જ હોય છે, તો—તો—આ છોકરાંઓ મોટાં થતાં તેમના સુખ દુઃખમાં એથી વધારે અધિકાર આપણને ઘટે ખરો ? ઘણાં ઘણાં વડીલો એથી વધુ આધિકારને લાયક પણ ક્યાં હોય છે ?...

ઉગતી કળીઓનો આપણા ઉપર વિશ્વાસ હોય, સ્નેહ હોય, તેમના અંતરાત્મા જેટલી ઉંડી એમની આપણામાં શ્રદ્ધા જામેલી હોય, તો એઓ પોતાની અભિલાષાના ઉભરા તેમ પોતાની મુંઝવણોનાં આંસુ આપણી આગળ કુદરતી રીતે જ ઠલવશે; એમ કરતાં આપણી સહાનુભૂતિ અને શાંતિને લીધે તેઓને કંઈક શાતા વળશે તેઓની કંઇ કંઈ અવ્યક્ત ગુંચો ઉકલી જશે, તેઓને કંઈ કંઈ માર્ગ આપોઆપ જડી આવશે. અને આ કુદરતી આપલે દરમિયાન આપણી પોતાની નીતિ, શક્તિ, બુદ્ધિ, સહૃદયતા એમને જે કંઈ પ્રેરણા, સૂચન, સલાહ, કે આજ્ઞા આપી શકશે તે તેઓ હેતથી, વિશ્વાસથી, ઉલ્લાસથી વધાવી લેશે. લાયક વડીલોને માટે આટલો અધિકાર શો ઓછો છે ?

આ કંઈ ઓછું નથી. આથી સંતોષ માનવો ઘટે. સંતોષ નથી વળતો, અસંતોષ જ લાગે છે, તે કુદરતી, શુદ્ધ, અને હિતેચ્છુ પણ આખરે પાર્થિવ જ સ્નેહને અમર્યાદ વધારી દીધાના પાતકનું જ કડવું ફલ કેમ ન ગણવું ?

પતિપત્નીનો સ્નેહ જ ભવોભવનો, અપાર્થિવઃ મૃત્યુ પછી એકબીજાની રાહ બંને—જે જ્યાં હોય ત્યાં—જુવે; કેમ કે લગ્નની ગ્રંથિ ધર્મ પોતાને હાથે બાંધી આપે. ઘણા ધર્મો આમ મનાવે છે. ઘણાં ઘણાં ધર્મિષ્ઠ સ્ત્રી-પુરુષોએ પોતાનાં આખાં જીવન એવી શ્રદ્ધાને અંત સુધી વળગીને જ ગાળેલાં છે.

માતાપુત્રીનો, વડીલઅપત્યનો, ગુરુશિષ્યનો, મિત્રમિત્રનો સ્નેહ શુદ્ધતર ઘણા યે કહ્યો છે; પણ કોઇ જ તેને આવો અપાર્થિવ મનાવતું નથી...

આ અત્યારે બાપડી શ્રીનાં ડુસકાંના અસહ્ય ધક્કાથી ઉઠતા તર્ક ખરા કે ખોટા ?

કોણ જાણે...

મ્હને પણ સુવર્ણાના વાસ્તવિક દુઃખ કરતાં શ્રીના કાલ્પનિક ઉદ્વેગે વધારે ક્ષુબ્ધ કરી, હેં ? શો મ્હારો યે પક્ષપાત ! સુવર્ણા કરતાં યે શ્રી ઉપર મ્હારો સ્નેહ વધુ, એમ ? શ્રી તે મ્હારી જ—શું ત્યારે સુવર્ણા કંઇ પારકી ?

( ઉઠી થઇ જાય છે. ) સુવર્ણાનું દુઃખ ઘટે તે માટે શું કરવું ? પ્રથમ પ્હેલું તો આ કે એ દુઃખનું સ્વરૂપ, માપ, તેનાં કારણ પૂરેપૂરાં જાણવાં.

બીજું આ કે રાવ સાહેબને પૂરેપૂરા વાકેફ કરવા. આજ સુધી મેં એમને લગભગ અજાણ જ રાખ્યા તેથી યે વાત વધી હોય.

ખરેખરું તો આ કે કંચનભાઇને સુધારવા...

સુધરશે ? સુધરશે, સુધરશે, સારી સંગતથી, અને અજબરાયજીની સામેલગીરી વડે સુધરશે જ. છેક ઢોર તો નથી ને કે ન સુધરે...

વારુ. ચાલો સુઇ જાઉં. ( તેમ કરે છે. ) હરિ, હરિ,—

( પદ ) *

( છેક ઝીણે સ્વરે—પોતાના મનથી મનન જ કરતી હોય એમ )

" જી' તું રામ સુમર, જગ લડવા દે !
કોરા કાગજ, કાળી શાહી,——
લિખત પઢત, વા કો પઢવા દેઃ
જી' તું રામ સુમર, જગ લડવા દે ! "
જી' તું રામ સુમર, જગ ... ...
જી' તું રામ સુમર, ... ...
જી' તું રામ ... ... ... ...
જી' તું ... ... ... ... ...

( પડદો પડે છે. )

* કબીરજીનું:—જુવો આશ્રમભજનાવલિ, પૃ. ૮૮, આંક ૪૬.

# પ્રવેશ ૭મો

બીજી બે બ્હેનો : કોશેટામાંથી પતંગિયાં.

સ્થલ : સુવર્ણા, પદ્મા, અને શ્રીમતીને સુવાનો ઓરડો; સુ૦નો પલંગ સામી ભીંતે, પ૦નો બારણા આગળ, શ્રી૦ની પથારી ઓરડા વચ્ચે બંગવાઇ ઉપર.

સમય : છેલ્લા પ્રવેશમાં શ્રી૦ ઇ૦ની સોડમાંથી ઉઠેલી આ તરફ આવે છે ને તુરત.

પાત્રો:

શ્રીમતી અને પદ્મા.

( શ્રી૦ સૂતેલી પ૦ના ખાટલા આગળથી જવા કરે છે ત્યાં પ૦ તેનો છેડો ખેંચે છે. )

### શ્રીમતી

( ધીમેથી ) અરે પમ્મી, તું જાગે છે?

### પદ્મા

( ધીમેથી ) જાગીને પાણી પીતી'તી, ત્યાં ઝીણા ઝીણા સ્વર આવ્યા, પછી તો શ્રીબ્હેનનાં ડુસકાં સાંભળ્યાં, જન્મારામાં પ્હેલી જ વાર.

### શ્રીમતી

( નીચી વળી તેના ગાલ ઉપર ગાલ મુકી ) મ્હારી ને ઇલાબાની વાત પણ કંઇ સાંભળી હશે.

### પદ્મા

( તેને ગળે હાથ નાખી ચૂમી લે છે ) કોઇક બોલ. ચાલો કહું. મ્હારે ય ત્હમને કહેવું છે પૂછવું છે દૈ' જાણે શું ય. પણ અહીં તો એક તરફ ઇલાબા અને બીજી તરફ વ્હાલીબ્હેન. વળી ત્હમને ઉંઘ પણ આવતી હશે.

### શ્રીમતી

( ડોક ઉંચકી લઇ ધુણાવે છે; બે હાથ તેના લમણા ઉપર મુકી તેના ઓઠ ચૂમે છે ) ચાલ ખૂણામાં, પેલી બારીએ; કંઇક પવન પણ આવશે.

( અર્ધ બારી સુધી સળિયાનો કઠેરો છે, ઉપર સળિયાની જાળી દીધેલી છે. બ'ને બારીના ઓસારમાં બેસે છે. )

### શ્રીમતી

ઘડી ઉપર ચાંદની હતી, અત્યારે પાછો વર્ષાદ આવે છે. ઝરમર ઝરમર શો મધુરો સરે છે, જાણે તપેલી ધરતીના હૈયામાં આકાશનાં અમૃત. અહા, આકાશ આખું એકરસ થઇ રહ્યું છે અને ચાંદની યે ઓપ તજી દઇને આખા ઘુમટને આછા એકસરખા ઉજાસથી છાઇ રહી છે.

( ઉઠી સુવર્ણા પાસે જાય છે. તેના હસતા મોં તરફ જોઇ રહે છે; ઓઢેલું સરી ગયું છે તે છેક ગળા સુધી ઓઢાડી પાછી આવે છે. )

21726

### પદ્મા

ત્હમે આજ સાંજે વ્હાલીબ્હેનને બહુ દુઃખી જોયાં ખરું ને ?

### શ્રીમતી

જે કંઈ જોયું તેથી બહુ લાગી આવ્યું. હું ઇલાબા પાસે ગઇ ને રોઇ પડી. પણ ઇલાબાની ગોદમાં એવી શાંતિ વળી જે અત્યારે એમાંનુ કંઈ નથી. તેં શું શું સાંભળ્યું, પદ્મા ?

### પદ્મા

બહુ થોડું. ત્હમારા બોલ ને વચમાં ત્હમારું રોવું.

પ્હેલો બોલ—"લગ્ન એટલે સ્વર્ગ."

બીજો—"લગ્ન એટલે છેક આવું—હાય હાય રે !"

પછી ત્હમારાં ડુસ્કાં.

છેલ્લો બોલ—" પ્હેલી વફાદારીનો હક્ક પતિનો."

બસ એ જ. ઇલાબાનો તો એક પણ બોલ સાંભળ્યો નથી.

### શ્રીમતી

ઈલાબા તો ઇલાબા જ છે; જાણે મ્હારા કાનમાં જ બોલતાં હતાં; કાનમાં કે હૈયામાં; બોલતાં હતાં કે જાદૂ કરતાં હતાં. ( વિચારમાં પડી જાય છે. )

### પદ્મા

શ્રીબ્હેન, મ્હને અહીં રહેતાં ને પાછી સ્કૂલે જતી થતાં હજી ત્રણ મહિના નથી થયા, પણ એટલામાં તો શું યે થઇ ગયું છે, જાણે હું આખી ય ફરી ગઇ. ઇલાબાએ બાપાને કહીને મ્હારે ત્હમારી સાથે અહીં જ રહેવાનું ઠરાવ્યું, ત્યારે મ્હારી સૌથી મોટી ઇચ્છા શી હતી, જાણો છો ?

### શ્રીમતી

ઝટ પરણવાની.

પદ્મા

ત્હમને મોટાભાઈએ કહ્યું હશે.

શ્રીમતી

હા. કોને પરણવું છ, પમ્મા ?

પદ્મા

હું શું જાણું ?

શ્રીમતી

વાહ રે ! પરણનાર તો તું કની ? હાથ, ને હૈયું, ને તે ઘડીથી માંડીને આખો ભવ આપવાનો એનું નામ પરણવું. પરણવાનો રઘવાટ, અને કોને પરણવું તેનો જ વિચાર નહીં ? વર વગરની જ ચોરી ? ( હસીને ) મંગળફેરા શું એકલી ફરવાની હતી ?

પદ્મા

શ્રીબ્હેન, હું પણ હવે એ જ મ્હારી જાતને પૂછું છું અને આવી આંધળી ઇચ્છાનું મ્હારામાં એટલું બધું ચલણ કેમ હતું તેથી અજબ થાઉં છું. માત્ર છેક બાળકને એવાં એવાં મન થાય ખરાં.

શ્રીમતી

એટલે ?

પદ્મા

કિશોરભાઇનો જ દાખલો લ્યો. જાણે એ છે ને આપણે છિયે. આગગાડીની મુસાફરી એને વ્હાલી તેમ આપણને ય વ્હાલી છે. પણ એ તો કોઇ 'બેસ !' કહેતાં જ ડબ્બામાં ચ્હડી જશે અને આપણે તો

અમુક ઠેકાણે જવાનું હોય ત્યારે જ ચ્હડીશું. બાપ્પાજી જોડે રહેતી હતી ત્યાં હું કિશોરભાઇ જેટલી જ હતી. મ્હારી આગલી બ્હેનપણી લીલુ હજી એવડી જ છે. પણ અહીં આવતાં જ જાણે હું ત્હમારા જેવડી થઇ ગઇ.

## શ્રીમતી

( ફરી હસીને ) અરે મ્હારાથી યે મોટી. હું તો હજી વાછડી છું, પણ તું તો હવે ગાયથી છૂટી પડી જાય એમ કંઈ લાગે છે.

## પદ્મા

ગાય શું ને વાછડી શું ?

## શ્રીમતી

દોલતભાઇના બોલ. એક દા'ડે કની નિશાળમાં તું ને શીરીન કંઈ બીજે હતાં, દોલત ને હું બે જ હતાં અને મેં પૂછ્યું, " ત્હમારાં પમ્મીબાને પરણવું છ કોને ? " અમે ઓટલે હતાં ત્યાં આગળથી પ્હેલી ગાય અને પાછળ પાછળ વાછડી એમ જતાં હતાં. એ કહે, " જો, શ્રી, આ કુદરત: ગાયની જાત પેદા થઈ કની ત્યારથી પ્હેલી મા અને પાછળ પાછળ દીકરી એમ જ બન્ને ચાલ્યા કરે છે. આપણા હિંદુ સંસારમાં રાજન્યોમાં સ્વયંવર થતા હશે, ત્યારે યે માબાપના વિરોધને તરછોડીને દીકરી ઇચ્છાવર વરી એવા દાખલા કોઇક જ હશે કે એકે નહીં હોય. બાબાપ પરણાવે અને દીકરી પરણે; ખાસ કરીને મા. કન્યા તો વાછડી. મા જેના હાથમાં કન્યાનો હાથ સોંપે તે એનો વર. કયે રસ્તે અને ક્યાં જવું એ સવાલ જ વાછડીના મગજમાં નહીં. પ્હેલી ગાય અને પાછળ પાછળ વાછડી. "

## પદ્મા

મોટાભાઇ બી ઠીક જુગતેજુગતું જોડી કહાડે છે.

શ્રીમતી

હા, પમ્મી, ત્હારા મોટાભાઇ તો જ્યારે ને ત્યારે એવું બોલે છે, જાણે સાંભળ્યા જ કરિયે. ચાલો સુઇ જઇયે. ( ઉઠે છે. )

પદ્મા

વ્હાલીબ્હેન વાછડીની માફક પરણેલાં અને દુઃખી થયાં.

શ્રીમતી

તે ત્હારે વાછડીની પેઠે નથી પરણવું ? ઇચ્છાવર વરીને પણ સુખી જ થઇશ એની શી ખાતરી ?

પદ્મા

વાછડીની પેઠે કે કોઇની પેઠે પરણવું જ શાને ? હેં, શ્રીબ્હેન, ન જ પરણિયે તો ન ચાલે ? આપણી આ ચાર શેરીઓમાં ગોંધાઇ રહે છે તે જ છોકરીઓ જરા મોટી થતાં પરણવું છે પરણવું છે એમ આકુલવ્યાકુલ થઇ જાય છે. શીરીનબાઇ, ત્હમે, હવે હું પણ એ નાતજાતના બંધિયારખાનામાંથી મોકળાં છિયે. આપણે ભણિયે છ, રમિયે છ, કૂદિયે છ મઝા ઉડાવિયે છ. એમ જ ન ચાલ્યા કરે ? પરણવું જ શાને ?

શ્રીમતી

મ્હને એ જ ઘડી પ્હેલાં મુંઝવતું હતું. એક તરફથી એમ થતું 'તું કે પરણવું તો પડે જ. બીજી તરફથી સુવર્ણાને સાસરેથી આવી ત્યારનું એમ થતું 'તું જે–પરણવું એટલે આ ! કેમ ખમાય !

પદ્મા

(ઉઠીને) મ્હને લાગે છે મોટાભાઇએ કહાડેલો તોડ જ ઉત્તમ્ છે.

**શ્રીમતી**

શો વારુ?

**પદ્મા**

એમણે ગાંઠ વાળી છે કે એકવીસ વર્ષના થાય ત્યાં સુધી એ વિચાર જ નહીં. છોકરા એમ બ્રહ્મચર્યનું વ્રત લઇ શકે અને આપણે શામાટે ન લઇયે? છોકરાનું માબાપ માને અને આપણું શામાટે ન માને જે? આપણે ય વ્રત લેવું કે અમુક ઉંમર સુધી બ્રહ્મચર્ય!

**શ્રીમતી**

ક્યાં સુધી?

**પદ્મા**

ત્હમે જ કહો ને? પતિ આપણાથી મોટા તો જોઇયે. મોટાભાઇએ એકવીસની હદ બાંધી તો આપણે અરાઢની બાંધિયે, ઠીક કની?

**શ્રીમતી**

પદ્મી બ્હેન, છોકરાઓને પુરુષાર્થ પ્હેલો, લગ્ન પછી, અથવા એના પેટામાં. એ લોક તો એકવીશને બદલે એકાવનની હદ બાંધે તો ય નિભે. પણ આપણ છોકરીઓને પ્હેલું છેલ્લું, મુખ્ય ગૌણ, ગળ કે છાલ, આ ચાંદનીના જેવી સુધા કે કાળી ભમ્મર મેઘલી રાતનું ભયાનક હાલાહલ, જે કહો તે એક લગ્ન જ. તે યે વળી સૌના મનથી ઉતરી જઇયે કે હવે આને શું પરણે, રાખ! —તે પ્હેલાં કરી લેવાનું. પરણવું પડવાનું જ અને બહુ મોડું યે થવા ન દેવાય.

**પદ્મા**

(વિચારમાં પડી જતી) ભોગ બિચારી છોકરીઓના! ત્હમે તો શ્રી-બ્હેન, મ્હારી ઉંઘને છેક જ ઉરાડી મુકી.

શ્રીમતી

ના, ના, ઓઢીને સુઇશું કની કે તુરત આવશે.

પદ્મા

ચાલો ત્યારે. (ટાવરના ઘડિયાળમાં એક વાગતો સંભળાય છે.) હાય, રાત પણ અર્ધી ઉપર તો વહી ગઇ. જાણે નાટકમાંથી પાછાં આવિયે છે.—અને વળી આ વાત રડી ખૂટવાની જ નહીં. ચાલો પછી કરીશું. (બંને પોતપોતાની જગાએ પાણી પી ઓઢીને સુવે છે. પડદો પડે છે.



# પ્રવેશ ૮ મો.

## પિતાપુત્ર : નબળાઇનો ઉપાય શો ?

**સ્થલ:** રા. રા, અજબરાયજીની હવેલીની આગલી મેડીઓ; પ્રવેશ પમામાં શયનગૃહ વાળી મેડી મુખ્ય હતી, અહીં દિવાનખાનું મુખ્ય.

**સમય:** પ્રવેશ પમાને અંતે કંચન ઉત્તમ જમવા ગયા છે. અજબરાય સરદેસાઇને ત્યાં રાતે મરદબૈરાંને સાથે જમવાનો રિવાજ છે. આ પ્રવેશ સૌ જમી રહે ને તુરત શરુ થાય છે.

### પાત્રો

કંચન, ઉત્તમ, રત્નગૌરી,

રા. રા. અજબરાય સરદેસાઇ: કંચનના વડીલ, ઉંમર પચાશ લગભગ; મૂછમાં, લમણે, અને તાળવે સફેદ વાળની શરુવાત, પણ પેહલવાન જેવા, કંચનથી બે સવાબે ઇંચ ઊંચા અને ખભાછાતીની ચોડાઇમાં લગભગ સવાયા, ફાંદ પણ ખરી, જો કે ઉંચાઇ ચોડાઇને લીધે આગળ દેખાઇ આવે એવી નહીં; થોભિયા ઉપરથી બારીક પણ મૂછ આગળ મૂછોના લાંબા આંકડા તેમાં ભળી જાય એવા; અને પાછળથી થોડી વારે–

જોસેફ દાલસીયરા, અને નોકર.

[જમવા માટે સૌએ પ્હેરેલાં કદ બદલીને ધોતિયાં ખમીસ વાસ્કુટ પ્હેરવાની પણ અજબરાયજીએ તક આપી નહીં, એટલે માત્ર ર૦ ને અંગે રેશમી સાડી અને 'ગરમ' કબ્જાનો 'પૂરો' પોષાક છે; કં૦ ઉ૦ અ૦ મુગટા ભર જ છે; અ૦ ને ખભે ન્હાનો ટુવાલ પણ છે. કં૦નું જનોઇ ડોકમાં માળાની માફક રાખેલું છે.]

[જમી રહી હાથ ધોતાં જ અ૦ કહે છે, "ચાલો તો, કંચનભાઇ, આજ ત્હમારી મેડી જોઉં," અને કં૦ જવાબ દે તે પ્હેલાં હુકમ છૂટે છે,–"ચાલ, આગળ થા. ઉત્તમ, રત્નગૌરી, ત્હમે યે સાથે આવો તો" માણેકબા કંઇંક નવાજૂની! થવાની જ એવી દેહશતથી જોડે આવવા કરે છે, તેને મનાઇહુકમ મળે છે,– "બેસ, બેસ, તું ત્હારા ઢાંકાસારા કરીને ત્હારી માળા જપ." વળી જરા નરમાશથી ઉમેરે છે, 'ખપ પડે ને બોલાવું એટલે આવજે." આ સર્વ માટે પડદા પાછળ અ૦નો અવાજ જ સંભળાય છે અને પડદો ઉપડતાં [Right corner–Back of S] પ્હેલો ઉ૦, બીજો કં૦, ત્રીજા અ૦, અને છેલ્લી ર૦ સીડીએથી સૌ. સુવર્ણાની મેડીમાં દાખલ થતા દેખાય છે. અ૦ ગુસ્સામાં છે, કં૦ ગભરાયલો છે, ર૦ દૃઢ છે, ઉ૦ના મુખ ઉપર કશો જ વિકાર નથી. કં૦ સામે પોતાની મેડીમાં જવાનું ખૂણા ઉપરનું બારણું ઉઘાડવા જાય છે.]

અજબરાય

ઉભો રહે, ભાઇ, પેલું કબાટ કોનું છે ?

રત્નગૌરી

ભાભીનું.

અજબરાય

ઉઘાડું રાખીને જ ચાલી ગઇ ? (કોઇ જવાબ દેતું નથી એટલે પાસે જઇ જોતાં) અંદર કપડાં તો ગોઠવેલાં છે.

રત્નગૌરી

કપડાં અમે ત્રણે ગોઠવ્યાં, શ્રીમતીને બતાવીને શ્રીમતીએ ને મેં ગોઠવ્યાં, અને મેં જ કળ વાસી હતી. પછી પાછું કોણે ઉઘાડયું કોણ જાણે.

અજબરાય

આ સેફ પણ ઉઘાડી પડી છે ને! અને આ એમાંની ચાર કુંચીઓની કડી–સુવર્ણાની નહીં જ!

રત્નગૌરી

અમે કપડાં જોયાં અને ગોઠવ્યાં ત્યારે તો બધો જ વખત સેફ બંધ હતી.

અજબરાય

(ગુસ્સો વધે છે તે ઢાંકવા કૃત્રિમ હાસ્યથી) રતન, બ્હેન, જો તો, આ સેફમાં ત્હારી ભાભીના રૂપિયા, નોટો, વીંટીઓ, એરિંગો, વગેરે હશે, તે જરા સાચવીને બધાં ખાનામાંથી જુદાં જુદાં મ્હને દેખાડ જોઉં.

રત્નગૌરી

(બધાં ખાનાં ઝટ જોઇ વળી) શું દેખાડું, કાકાજી, આમાં તો ફૂટી બદામે નથી.

અજબરાય

(ફરી હસીને) લે આ ટુવાલ: બરાબર ઝાટકી સેફને વાસ: કબાટ પણ બંધ કર, અને કડી લાવ જોઉં.

(ઉ૦ ચોક પર પડતી એવડી બારીને કઠેરે ઉભા છે. કં૦ ગોળી પાસે પાણી પીવાનો ડોળ કરે છે, તેમના તરફ ફરી) હુકુમતરાય માનકરીની દીકરી, મણિભાઇ સાહેબની માનીતી ભાણેજ, અને સરદેસાઇની પ્હનોતી વહુ, તેની સેફમાં ફૂટી બદામે ન્હોતી, તો કંચન, ત્હારી ફરજ હતી કે ત્હારે શકુનની પાંચ દશ રૂપરડી તો એમાં રાખવાને આપવી'તી !

(ખડખડ હસીને) કે સુવર્ણા ઉડાઉ છે ? ત્હમે જે જે રકમો આપો તે તુરત ખર્ચી નાખે છે ?

(૨૦ કુંચીઓ આપે છે તેમાંથી સૌથી મોટી ઝાલીને) આ કુંચી તો, ઉત્તમ–કંચન, ત્હમારી કૉલેજના ઓરડાની. આ સેફની, આ કબાટની, અને આ કંચનની ખાનગી. આ સેફની અને કબાટની કુંચીઓ આ કડીમાં કયાંથી ?

રત્નગૌરી

ભાભી જતાં જતાં કંચનભાઇને આપતાં ગયાં.

અજબરાય

ડી–ક. ચાલો હવે દિવાનખાનામાં.

( જાતે સાંકળ ઉઘાડી પ્હેલા અંદર જાય છે. મેડીની વચ્ચે દાદર ઉપરતું બારણું પણ ખોલવા જતાં ખુલ્લો શીશો ને બે પીધેલા ગ્લાસ–ખાલી થતાં મુકેલા તેવા જ–જોવામાં આવે છે અને માથું ફરી જાય છે. એમની પાછળ બારણા આગળ કં૦ પ્રથમ ઉ૦ ને મૂગે મોંએ જ સવાલ કરે છે, ઉ૦ ડોકું ધુણાવે છે, એટલે એ બે વચ્ચે ' પ્રથમ તું જા ' ' તું ' એમ અશબ્દ રકઝક થતી જોઇ પ્હેલી ર૦ પેસે છે, તેને પાછા સામે આવતા ક્રોધાયમાન અ૦ ખસેડી નાખે છે, અને ગુસ્સો કાબૂમાં આણવા ઉભા જ રહે છે. ક્ષણ પછી બીજો કં૦ ત્રીજો ઉ૦ એમ બંને આવેછે, એટલે ધીમેથી કં૦ના કાન ઉપરથી ચશ્મા લેઇ લઇ પાછળ ર૦ ને આપી એકદમ પાસું ફેરવી કં૦ ને જમણે હાથે ઝાલીને ઉભો રાખે છે. અને )—

અજબરાય

ચશ્મા વગર વધારે ચોકખું જોઇ શકીશ. ઉંચું જો પેલું શું છે, જોયું! [ડાબે હાથે એક લપડાક કં૦ને એવી ચ્હોડે છે કે તે પડતો પડતો ઉ૦ને અથડાય છે, રડી દે છે, અને ગાલ પંપાળે છે. ] છાનો મર, છોકરી ! ને પૂછું તેના જવાબ દે. ઉત્તમ, રત્નગૌરી, ખબરદાર બોલ્યાં તો. ને કંચન, જરેજર સાચું જ ભસજે, સમઝ્યો કે ! નિકર જમણા હાથનો પણ સ્વાદ ચાખજે અને જન્મારાનો થજે બોખો–ચાંડાલ ! દારુડિયા !

( કં૦ અને ર૦ પગે પડવા આવે છે તેમને તરછોડી નાખે છે; પણ ર૦ ડુસકાં ખાતી વીનવે છે–)

રત્નગૌરી

કાકાજી, કાકાજી, જરા શાંત પડો. કંચનભાઇ બધું જ કહેશે, અમને ખબર હશે તે અમે યે કહીશું, કોઇ રજ પણ નહીં છુપાવિયે, પણ ત્હમે જરા શાંત પડો. ખુરસીએ બેસો લ્યો આ ખુરસી. આમ છેક શું કરો છો ?

અજબરાય

(આરામ ખુરસી ઉપર ટટાર બેસતા) ત્હારી વાત પણ ખોટી નથી. અને તું મ્હારી ને એ નાપાકની વચ્ચે રહે, નહીં તો એનું હાડકે હાડકું ભાગી નાખીશ! બોલ રે કુલદીપક, ત્હારી જીભમાં જરા યે સાચ હશે તો જ તું ઉગરીશ, સમઝ્યો!–બોલ, આ શીશો આજ સાંઝે આવ્યો, કેમ? (કંચન ડોકી હલાવે છે.) કોણ લઇ આવ્યું? ઉત્તમ, તું તો નહીં ને?

ઉત્તમ

ના રે, મોટા કાકા, હું આવ્યો તે પ્હેલાં આવી ગયો' તો. હું આવ્યો અને પાંચ મિનિટમાં જ આપ આવ્યા. આપ આવ્યા એટલે કંચનભાઇને બોલાવવાને જ હું ઉપર ચ્હડ્યો.

અજબરાય

(ર૦ ને) તું આ મેડીમાં સાંઝે આવી'તી?

રત્નગૌરી

હા, કાકાજી, કુંચીઓ આપવા ભાભી ન આવ્યાં ને મ્હારી જોડે મોકલી ત્યારે આવી'તી, પછી આવી નથી; પણ ત્યારે તો શીશો ગ્લાસ કંઈ યે ન્હોતું. અને પછી તુરત ભાભીની જોડે હું નીચે ઉતરી ત્યારની નીચે જ હતી.

અજબરાય

આ બીજો ગ્લાસ, ઉત્તમ, ત્હારો પીધેલો તો નથી ને?—આમ આવ તો!

ઉત્તમ

એમાંથી કે બીજા કોઇ ગ્લાસમાંથી મેં પીધો જ નથી. મ્હારા મોંમાં સ્હેજ વાસ હશે તો તે પાછલે પ્હોરે સામે પાર લવજી શેઠની વાડીએ ઝિયાફતમાં થોડો નીરો ચાખ્યો હતો તેની હશે.

અજબરાય

પાછલે–પ્હોરે–નીરો કેવો, તાડી સ્તો. હા, આ વરસાતવાદળાંના ને ઠંડકના દિવસ તે ફેર પડે. તેં કેટલી તાડી પીધી'તી ?

ઉત્તમ

ત્રણચાર ફેરા મળીને સવાદોઢ ગ્લાસ હશે.

અજબરાય

બિલકુલ ન પીધી એવા કોઇ ન્હોતા ?

ઉત્તમ

રમણભાઇ, દોલત, એક બ્રાહ્મણ અને એક બે વાણિયા અડકયા જ નહીં.

અજબરાય

એકલી તાડી હતી કે દારૂ પણ ખરો ?

ઉત્તમ

ના જી, એકલો નીરો. પાછળથી ચાહ કાફી.

અજબરાય

અને આપણા કુલદીપકે કેટલાક ગ્લાસ ચ્હડાવ્યા હશે ?

ઉત્તમ

મોંએ માંડે તે ગ્લાસ ખાલી કરીને જ મુકવાની એમને ટેવ, એટલે વધુમાં વધુ ચાર ગ્લાસ પીધા યે હોય.

### અજબરાય

તે ઉપર આ-લાલ નીશે ! એટલે જ નીચે જમતાં જમાયું નહીં જેવું અને દોઢ લોટો પાણી ઠાંસી ગયો. વારુ, એ ઝિયાફત બિયાફતની આડવાતો પછી. બોલ, કુંચન, આ બીજો ગ્લાસ કોનો પીધેલો અને આ શીશો કોણ લાવ્યું ? કયારે આણ્યો ? રોકડે કે ઉધાર ? છેલ્લી રજામાં પણ આણતા'તા, ખરું ? અને અહીં ઘર આગળ હજી તો હું બેઠો છું અને આ લતે ચ્હડયા છો, તો સુંબાઇમાં સ્વતંત્રપણે તો રામ જાણે શા યે કામા કરતા હશો ! માની ઘો જેવું હોય તેવું. લાવી આપે અને જોડે બેસી પીવા લાગે એવો અહીં કોણ છે ત્હમારો ભાઇબંધ ?

( કું૦ જવાબ આપે તે પ્હેલાં દાદર ચ્હડીને વચલા બારણા બ્હારથી નોકર બોલે છે " કુંચનભાઇ, આ કોઇ ચિઠ્ઠી લઇને આવ્યા છે, ટોપીવાળા છે, કહે છે બહુ જરૂરી કામ છે. " અ૦ સાન કરે છે એટલે દિવાનખાનામાં ત્રણે જરા આઘાં પાછાં થઇ જાય છે. જાતે જ બારણું ઉઘાડતાં નોકર જોડે જોસેફ હાલસીયરાને જુવે છે. )

### અજબરાય

અરે, આ કોણ ? પેદ્રો બેન્ડમાસ્તરનો છોકરો ! ઠીક. ઠીક.

( જો૦ ગભરાઇ પાછો ઉતરવા જાય છે તેનો હાથ પકડી ) ચિઠ્ઠી—આ કે ? પેદ્રોની કુંચનભાઇ ઉપરની ને ? લાવ ! ( લઇ લે છે. નોકરને-) લે, ઝાલ ત્હારા ટોપીવાળાને, મજબૂત પકડી રાખ, એની જોડે' એટલે જ બેસ, જવાબ લખીને કુંચનભાઇ આપે ત્યાં સુધી જ જવા ન દેતો, હરામખોર દોડી ન જાય, સમઝયો કે ! જોસેફ, મૂગો મૂગો બેસી રહીશ તો ત્હને કોઇ નહીં મારે; માર ખાવો હોય—તો, સાલ્લા ચોર, ન્હાસજે; નોકર પકડી પાડીને ત્હને મારતો મારતો પેદ્રો પાસે લઇ જશે, અને ત્યાં પેદ્રો મારશે તે નફામાં.

( બારણું વાસી પાછા ખુરસી ઉપર બેસે છે ત્યાં કું૦ ધ્રુજતો ધ્રુજતો પગે બાઝી પડે છે. )

### કુંચન

બાપા, બાપા, આ એક વખ્ત મ્હને માફ કરો, હું હદ પાર ગુનાહમાં આવ્યો છું; મ્હારા વાંકની મ્હારાં પાપની આ પળે જ મ્હને સુઝ

પડે છે ! કરતાં કરી બેસું છું ત્યારે બસ ભુસકો મારીને પડું છું અને કેટલી ઉંડી ખાઇમાં પડું છું તે પડયા પછી જ જોઇ શકું છું. મ્હારી જાતને રોકી જ શકતો નથી. મ્હારો અપરાધ, મ્હારું પાતક, મ્હારી નીચતા, ગધેડાઈ, જે કહો તે કબૂલ. પણ ખરી વાત આ છે. મ્હારી જાત ઉપર મ્હને કાબૂ નથી. હું છેક પામર છું. જરા બી મઝાની લાલચથી લોભાઇ જાઉં છું અને પતંગિયું બત્તીમાં પડે તેમ યાહોમ કરીને ત્રુટી પડું છું. પરિણામ જે આવવાનું હોય તે આવો. પરિણામ સામે આવીને ડોળા ઘુરકાવે છે ત્યારે જ મ્હારી આંખ ઉઘડે છે કે આ તો મેં મ્હારે સગે હાથે આસ વેતર્યું......

બાપા ત્હમારો આટલી ઉંમરે પણ ત્હમારા મન ઉપર જે કાબૂ છે તેથી હું તો સડક જ થાઉં છું. એ ત્હમારી શક્તિનો સોમો રે હજારમોય હિસ્સો મ્હારામાં કેમ નહીં હોય ! મ્હારી બુદ્ધિ આટલી પરિણામાન્ધ કેમ ? મ્હારી ઇચ્છાશક્તિ આટલી બધી નબળી શાથી ? મ્હારાથી કંઇ જ સમઝાતું નથી. મ્હારાં એ અંધાપો અને અશક્તિ મ્હને ઘટાડી આપો ! જે કહેશો તે કરીશ, પણ મ્હને પરિણામદૃષ્ટિ અને તે મુજબ વૃત્તિને ઉગતી જ રોકી, દાબી, મસળી નાખવાની શક્તિ આપો. મ્હારે પૈસો નથી જોઇતો, સત્તાવૈભવ નથી જોઇતાં, વિદ્યાએ મ્હને કદાપિ આકર્ષ્યો નથી, મ્હને તો આ એક જ બળ ગમે ત્યાંથી મેળવી આપો, બાપા ! નિકર હું કની જાતે જઇશ જહાન્નમમાં, અને ત્હમને, બાને, અને ઉપરાંત હરિણી જેવી સુકોમલ, બુલબુલ જેવી સુંદર, અપ્સરા જેવી કલાચતુર, અને કોઇ દેવકન્યા જેવી ઉચ્ચાભિલાષી મ્હારી સુવર્ણાને પણ—અરેરે, દુઃખ દુઃખ અને દુઃખ જ દેનારો નીવડીશ. એ તો વળી એવી પતિવ્રતા છે કે મ્હારી પાછળ પડતી અટકાવવાને હું એને લાત ઉપર લાત મ્હોડીશ તો યે એ મ્હારા પગને ચૂમતી ચૂમતી ઠેઠ જહાન્નમમાં પણ આવવાની જ. મ્હારા જેવા નબળા હીચકારાને તે ત્હમે શા સારુ પરણાવ્યો, બાપા ! અને હવે વળી—ત્રીજું—એક બાલક પણ કોટે વળગવાનું ! સત્યાનાશ જાઓ એ મ્હારી નબળાઇનું, નિકર એ એ તો મ્હારું અને જે કોઇ મ્હને વળગેલું હશે તે સર્વનું પૂરેપૂરું વાટી નાખશે !

( આંખમાંથી આંસુનાં પૂર ઉપર પૂર વહે છે. ઉ૦ ની આંખમાં પણ આંસુ આવે છે. અ૦ કઇંક અજાયબી કઇંક ઉદાસી અને કઇંક વિચારમાં મૂછો ધીરે ધીરે આમળે છે. સતેજ આંખ આમથી તેમ ચળકે છે. એક હાથ કું૦ ના માથા ઉપર ઠરે છે. )

રત્નગૌરી

હાશ, આખરે બિચારાં સુવર્ણા ભાભીનો દા'ડો ફરશે ખરો.

અજબરાય

( સસ્મિત ) કેમ, ત્હને કંચન વધારે વ્હાલો કે સુવર્ણા? સુવર્ણા હજી તો કાલ સ્હવારે આ ઘરમાં આવી અને એટલામાં જ તું કંચનની મટીને એની થઇ ગઇ ?–વારુ, વારુ, એ બધું પછી; પેલો નીચે મુંઝવણમાં મરી જતો હશે. ઉત્તમ, લે આ ચિઠ્ઠી વાંચ તો.

કંચન

ભલે વાંચો. પણ તે પહેલાં હું કહું તે કરો. ઉત્તમ, જા, ત્હારાં ને મ્હારાં વાસ્કુટ ખમીસ નીચેથી લઇ આવ અને તેમાંના બિલ, આંકડો, અને ઘડિયાળ બાપાને દેખાડ. અને મુંબાઇનો આંકડો આણ્યો હોય તો તે પણ લાવ, રજૂ કર.

ઉત્તમ

ઘડિયાળ શા સારુ ?

કંચન

જા, જા, હું કહું તેમ કર, ભાઇ.
( ઉ૦ લાવીને બધું કં૦ ના હાથમાં મુકે છે. )

અજબરાય

( રત્નગૌરીને ) જા, રતન, હવે તું નીચે. કંચન, ઉત્તમ, કે પેલો ચોર નીચે બેઠો છે તે કોઇને હું મારી નાખવાનો નથી હો. જા ત્હારાં કાકીને કહે એ તો કંઇ કાગળો અને હિસાબ તપાસે છે. કંચનનો હાથ જરા મોકળો છે તે એ પણ જાણે છે. અને હા, ત્હારી સુવર્ણા વિશેની વકીલાત

પછી સાંભળીશ, પણ મ્હારા કરતાં ત્હારાં કાકીને એ સંભળાવવાની જરૂર વધારે છે, એટલે એ વાત એમની આગળ જ કહાડીશું. જા, જા, નહીં તો એ પાછાં બાધા આખડીઓ લઇ મરશે, અને મેદભર્યાં લાડૂભટ્ટાની હોજરી ઉપર વિના કારણ ચરબીનાં હજી યે વધારે થર ચ્હડાવશે ! ( ર૦ જાય છે એટલે કું૦ ને ) બોલ, ભાઇ, હવે જરા યે પડદો રાખવાની જરૂર નથી. અને ત્હારે જે જે કહેવાનું હોય તે ટુંકામાં પતાવ.

### કુંચન

આજ મેં તીરો બહુ પીધો. પાછા આવતાં જોસેફ સાથે હતો તેને બજારમાં મોકલીને હું ઉપર આવ્યો. બધો વખ્ત મ્હારું ચિત એમાં જ હતું. ક્યારે આવે અને પિયું એ ઝંખનામાં–સુવર્ણા જવાની છે, બપોરે મળેલાં ત્યારે ય મેં ટીખળ કરેલું, એના કાગળોના પણ મેં મુંબાઇથી જવાબ લખવામાં આળસ કરેલું, એ કંઇ મ્હારા ધ્યાનમાં જ ન રહ્યું. મ્હારી વખત વખ્તની સ્થિતિ સુવર્ણા કંઇ અજબ રીતે પારખી જાય છે. ગઇ રજામાં દારૂ એકથી વધારે વાર ઘરમાં આવેલો અને તે જોસેફે જ આણેલો. સુવર્ણા આ જોઇ ગઇ હતી. આજ પણ મ્હને જોતાં જ એ વાત કળી ગઇ અને તેથી અકળાઇ ગઇ; અને વળી હું એની આજની સ્થિતિ કેવળ શારીરિક નબળાઇની છે એવા ભ્રમમાં ન રહું તે માટે છેક જતાં જતાં એ કઇં મિષે જોસેફનું નામ તો મ્હને સંભળાવતી જ ગઇ. એ ગઇ અને મેં શીશો ખોલ્યો. જોસેફ નોકર જ ગણાય તે પણ હું ભૂલી ગયો, અને ભાઇબંધ હોય એમ બેસાડી એની જોડે મેં પીધો. પીતા 'તા ત્યાં ઉત્તમ આવ્યો; અને ત્હમે આવ્યા છો, ઝટ કર, એમ તાકીદ આપી. આ શીશાનું બિલ આ, અને ગઇ રજાની મેજબાનીઓનો આંકડો આ. મુંબા-ઇની સિલકમાંથી મ્હારી પાસે રૂા. વીશ જ બચ્યા હતા. સુવર્ણાએ મ્હારી જોડે એવો વહીવટ પાડી દીધો છે કે હું રૂપિયા આપવા જાઉં તે એ ન લે એટલું જ નહિ પણ મ્હને જોઇતા હોય તો મ્હારે માગવા જ ન પડે એટલા માટે એ પોતાની કુંચી પણ મ્હને આપી રાખે. આટલા લીધા છે એમ કહેવા જાઉં તો તે પણ ન સાંભળે. " મ્હને અહીં કશો જ ખર્ચ નથી તો ય બાપુ, મામા, અને મામી મોકલ્યા જ કરે છે. ત્હમે વાપરો છો તે પણ હું જ વાપરું છ ને !" એ જ બોલ બોલે.

મ્હારે એક પાઈ પણ લેવી ન જોઇએ, કદાચ લીધી તો તે રકમ પ્હેલી તકે પાછી આપી દેવી જોઇએ, સુવર્ણાને જ ધીરે ધીરે એને ત્યાંથી આવતી રકમો અટકાવતી કરવી જોઇયે, એ સર્વ પ્હેલાં તો મ્હને બહુ લાગતું. પણ મ્હારી નબળાઇને લીધે હું એ કંઇ કરી ન શક્યો, એની અતિ કોમલતાનો ઉંધો લાભ લઇ ઉલટો હું નઠોર બન્યો, લેતો જ ગયો, અને મ્હારી લત પણ વધતી ગઇ. હું નફટ, નપાટ, નાક વગરનો, કે જે કહો તે બની રહ્યો.

સેફમાં રૂ. અડતાળીશ હતા તે મેં લીધા; જોસેફ સાથે નીચે ઉતર્યો. તો યે પચાશેક ખૂટતા તા. એ પૂરી રકમ લીધા વગર જાય એમ ન્હોતો અને વિચાર કરવાનો વખ્તે હતો નહીં. મ્હારી સ્થિતિ પણ છેક દિઙમૂઢની હતી, જે જમતાં જમતાં જોઇને જ ત્હમે કંઇ પણ ઉપાય કરવો જ એ નિશ્ચય ઉપર આવેલા. વારુ. એટલે ગજવામાંના અછોડાને હાથ અડક્યો અને એ સોનાનો અછોડો ફટ લઇને મેં આપી દીધો અને હું જમવા આવ્યો. હવે પેદ્રોની ચિઠ્ઠી વાંચો. અછોડો પાછો મોકલતો હશે અને બડી અદબથી લખ્યું હશે.

અજબરાય

( ચિઠ્ઠી વાંચી લઇ ) એમ જ છે. અને ઉમેરે છે,–" આપ સાહેબના આ સદાના તાબેદારને તો લાગે છે કે આપ સાહેબની નજર ચૂકવીને આય દાગીનો મારા કમબખ્ત ભતીજાએ ખીસામાં સરકાવી દીધો: એ આપનો જ હોય તો તે સમાલી લેશોજી અને એની જોડે આપ સાહેબે ખરેખર કેટલી રકમ મોકલી આપેલી તે જણાવશોજી. "

વારુ, મુંબાઇનું બિલ કેટલું અને શેનું છે ?

કંચન

વધારે છે. ઉત્તમ મ્હને ના કહી કહીને થાક્યો. છેલ્લો મહિનો તો એણે જોડે આવવાનું પણ ત્યજ્યું. હું મ્હારી લતને આજ છોડીશ, કાલ છોડું છું, એમ વાયદા પર વાયદા કરતો રહ્યો, અને મ્હારી નબળાઇનું એક પરિણામ આ આંકડો. ( આપે છે. )

અજબરાય

( જોઈને ) આટલી રકમ તો, ઉત્તમ, ત્હારે એકલાને આખી ટર્મ ચાલે. પણ–પણ–આણે દાવો માંડવાની ધમકી યે આપી હોય ?

ઉત્તમ

હાજી. અમે ખાતરી આપી કે દીવાળી પ્હેલાં જરૂર ચુકવીશું. મેં જામીન તરીકે સહી કરી આપી છે. પણ એ તો કહે–અમને ઉધાર ધંધો પરવડે જ નહીં; ત્હમારા જેવા મોટા લોકની પાછળ તણાવાનું અમારું ગજું નહીં; બહુ તો અમે દશ દિવસ રાહ જોઇ શકિયે; વગેરે.

અજબરાય

આટલા ય વિવેકથી વાત કરી એ જ એનો ઉપકાર.

( ઉભા થઇ ) ચાલો નીચે. અત્યારે જ પચાશ રૂપિયા તો ઘરખર્ચની પેટીમાંથી નીકળશે તે જોસેફને આપીને અછોડો લઇ લે, બીજા જવાબની જરૂર નથી,—અને હા, એ અછોડો સુવર્ણાની સેફમાં મુકજે, ત્હારા તરફનો એ બિચારીને પ્હેલો અલંકાર !

રડે છે શું, ભેહયા ! એ અછોડાનાં દર્શન જ ત્હારી નબળાઇનો, ત્હારી ભૂરી લતનો ઉતાર બનશે. ત્હારાં ઘડિયાળ વાસ્કુટમાં એ અછોડાના અભાવને જ એનાં નિરંતર દર્શન રૂપ કરી લે, એટલે એ અદૃશ્ય સત્ત્વ, સુવર્ણાના હેતનું અને બદલામાં તેં એના કરેલા હાલહવાલનું ઘડી ઘડી સ્મરણ આપ્યા કરીને, ત્હારું કવચ બનશે.

તેં એ બિચારી વ્હાલસોઇ અને ઉમળકા ભરી બાળાને બહુ બહુ બજવી છ ખરેખર !

કંચન

( ગળગળો ) શું કહું, બાપા ! એક જ અક્ષરમાં સમઝી જાઓ.

ઉત્તમ, તું પણ ભાઇ જા તો બા પાસે, અમે આ આવ્યા. ( ઉ૦ જાય છે એટલે ) ત્હમે કે કોઇ મ્હને લાડનું નામ આપતાં કંચન

કંચુ કહેશો કન્તુ કહેશો, પણ કચરો કે કુચો તો નહીં જ કહો, જો કે મ્હારા જેવો નબળો નાચીજ માણસ કચરાકુચાથી શો સારો છે? સુવર્ણાનું મેં આપેલું નામ-લાડનું, ટીખળનું, કે હેવાનિયતનું જે કહો તે-શું છે, જાણો છો?—' સુ-વ-ર!'

અજબરાય

હેં! અરે ઉંધી પૂતળીના! છોડ, છોડ, મ્હારા પગ, કે લાતે લાતે જ ત્હને પૂરો કરું! અપ્સરા નેય વેશ્યા કહેનારો વિપરીત બુદ્ધિનો વાંદરો જેમ વ્હેલો મરે તેટલો પૃથ્વી ઉપરનો ભાર ઘટે.

કંચન

મારો, મારી નાખો, બાપા: મ્હને મારો કે મ્હારી નબળાઇને મારી નાખો: એમાંથી એકનો અંત આણો જ આણો!

( પડદો પડે છે. )



# પ્રવેશ ૯મો

## લવજી શેઠઃ કંચન અને રુસ્તમના નિશ્ચય.

**સ્થલઃ** લવજી શેઠના મકાનમાં પાછલી મેડી, કીંમતી રાચરચીલાની સુંદર ગોઠવણથી સુશોભિત.

**સમયઃ** ખોરદાદસાલ પછીને દિવસે બપોરે આશરે બે કલાકે.

### પાત્રોઃ

શેઠ લવજી દારુઃ પચાશેકની ઉંમરે, બહુ ઉંચા નહીં અને ભરાઉ કોઠાના; હજી મોંએ જુવાન, પણ વાળ વગેરે ઉપરથી ઉંમર કરતાં કંઇક વધારે ઘરડા દેખાતા;

રા. રા. હુકુમતરાય મઃનકરી ઉર્ફે રાવ સાહેબઃ વડોદરિયા પોષાક, જૂના જમાનાના, સાદા, છેક ભલા માણસ જેવા;

પિરોજાબાઇઃ લવજીની મોટી પુત્રી, આશરે સત્તાવીશ વર્ષની; વર પોલીસ ખાતામાં સારે હોદ્દે, તેનો ઘણો ખરો વખ્ત જુદા જુદા જિલ્લાઓમાં રખડવામાં જતો હોવાથી પિ૦ પોતાનાં બે છોકરાં સાથે ઘણે ભાગે લ૦ શેઠને ત્યાં અસલનેરમાં જ રહે છે; અને

રાયજી સ્વજબરાય; પાછળથી કંચન, સુવર્ણા, રુસ્તમ, શીરીન, હુસેન.

### લવજી

આવો રાયજી, પધારો રાવ સાહેબ. ( કોચ ઉપરથી જ હાથ લાંબો કરી વારાફરતી બંને જોડે મેળવીને ) બેસો સાહેબ, પાસે જ બિરાજો.

રાવ સાહેબ, રાયજી અને હું તો બચપણના ગોઠિયા, કાટે કાટે બધી આમલી જાંબુડા કોઠી સાથે ખુંદી વળેલા. મુને પાછી આ નાપાક ચુંક કાલ મોડી રાતથી લાગૂ પડી નહીં હોતે કની તો, રાવ સાહેબ, હું આપને તસ્દી નહીં આપતે; જરૂર જાતે આવતે; માફ કરજો. ( કોચ અને ભીંત વચ્ચે નીચી ખુરસી પર બેઠેલી પિરોજાબાઇ, લ૦ એ ઓઢેલા દુશાલા નીચે શેકની કોથળી પાછી બરાબર ગોઠવી આપે છે. )

## રાવ સાહેબ

મ્હારે, શેઠ સાહેબ, આવવું 'તું જ. મણિભાઇ સાહેબ અને આપ કૉલેજમાં સાથે ભણેલા, પછી બી ઘણી ઘણી વાર એકબીજાને મળેલા, તેઓ પણ આપને ઘણી વાર સંભારે છે. મ્હારા મનને હતું જ કે આપની પિછાન કરવી, ત્યાં તો રાયજી જાતે પધાર્યા અને મ્હને અહીં લઇ આવ્યા.

## લવજી

હા, જી; મણિભાઇનો જ કાગજ સ્હવારે મલ્યો તેથી આપને તસ્દી આપવી પડી છ. કંચનભાઇના વડીલ તરીકે પણ જેવા રાયજી અને મણિભાઇ સાહેબ, તેવા જ આપ. રાયજી, કંચન બી નીચે આયો હોસે?

## અજબરાય

શીરીન કોઇને છોડે કે? બોલાવું?

## લવજી

તમે જાણો; પેહલે મણિભાઇનો આ જરા ચોંકાવે એવો કાગજ વાંચો.

## અજબરાય

( કાગળ હાથમાં લેતાં તેમાં આંકડા ઉપર નજર પડે છે ને તુરત ) હા, આ તો કાલે કંચને જાતે મ્હને વાત કરી હતી. જુવો, ( પોતાની ચેકબુક ગજવામાંથી કહાડી તેમાં છેલ્લાં કાઉન્ટરફોઇલ [ counter-foil ] ઉપર લખેલું દેખાડે છે. )—ચેક ટપાલમાં બીડી પણ દીધો છ એટલે એ જ બાબત હોય તો—

લવજી

(નામ અને રકમ જોઇ) હા, એ રકમ અને એ જ ધણી. શું કંચન જાતે માની ગિયો–પૂરેપૂરું ?

અજબરા

હું એમ ધારું છ–આ કાગળમાં કંઈ વિશેષ હોય તો કોણ જાણે. પણ લવજી, રાવ સાહેબ, કંચન આપનુ પણ બચ્ચું છે. ત્હમે બી એનું હિત જ વાંછનારા, એટલે મ્હારી ભૂલ થતી હોય તો બંનેની સલાહને તાબે છું.

રાવ સાહેબ

પણ એવું છે કંઇ ?

લવજી

ખાસ ગંભીર જેવું તો નહીં હોસે. પણ જુવો ને રાવ સાહેબ, એક ને એક છોકરો, તે બી આવો ચબરાક, અને માયનો લડાવેલો; ગર્ભશ્રીમંત, અને વળી ઉગતી જુવાનીના તોરમાં એકલો છૂટો મુંબાઈ જેવા ઉજલા દેવ તેમ કાલા બી દેવોના ધામમા રહે, એટલે પછી જાણો છો જ ને જે છે તે—

રાવ સાહેબ

હારે, શેઠ સાહેબ, હોય; ઉગતી જુવાનીનો, પૈસાનો, અને સ્વતંત્રતાનો ત્રણે તોરના સંગમમાં એમ બી હોય. નવજુવાની દૂર અંદેશ હોય તો પછી જોઇયે જ શું ! કાલ સ્હવારે એકબે ઠોકર ખાતોકને તે રાહ ઉપર આવી જશે. તેમાં વળી રાયજી ઇશારો કરે છ તે પરથી તો લાગે છે કે તેમ થવામાં પણ કંઇ વિલમ્બ નથી.

રાયજી

ના, ભાઈ, ના; રાહ ઉપર તુરતો તુરત આવી જાય બી કે વાર બી લાગે. મનમોજી વછેરા કેળવાઈ જાય તો ઘડીના છઠ્ઠા ભાગમાં બી કેળવાઇ

જાય, અને નહીં તો મહિનાના મહિના તકલીફ બી આપે. હું જાને એ ઉમરે કેવો હતો, તે, લવજી, ત્હમારાથી ક્યાં અજાણ્યું છે ?

લવજી

પણ, રાયજી, કાલે ત્હમારી આગળ એ જેટલું માની ગિયો તે બધું ખુલ્લા દિલનું અને સાચા–સોજ્જા પસ્તાવાનું હતું કે ?

રાયજી

બેશક. માટે હું તો ધારું છ કે આ કાગળમાં કંઇ વિશેષ હોય તે બી પ્રથમ એ વાંચે અને આપણી આગળ એને પોતાને જે કહેવાનું હોય તે કહે, તે ઉપરથી જ આપણે ખરો રસ્તો લઇ શકીશું. પછી જેમ મરજી.

લવજી

ભલે, એમ. આપણા સમ્પૂરણ વિસવાસની પણ બચ્ચાંઓ ઉપર સારી અસર થાય છ. પિરોજાબાય, જરા કોઇને કહેસો, કંચનભાઇને ઉપર મોકલે ? (પિ૦ બારણા સુધી જઇ પાછી પોતાને સ્થાને બેસે છે.)

રાવ સાહેબ

લવજી શેઠ, રાયજી સાહેબ, પણ કંઇ વિગત ? જરા સ્હેલસપાટા, ખર્ચાળુપણું, ખાણી પીણી, કે કંઈ વધુ ગંભીર બાબત છે ?

લવજી

સોબતીઓમાં જુગારી અને સટોરિયા પડખે ચ્હડયા જણાય છે.

રાયજી

એમ કે ? કાગળમાં હશે. એ વાત અમારે હજી થઇ નથી.

રાવ સાહેબ

ત્યારે ત્હમારે, રાયજી સાહેબ, શી વાત થઇ છે વારુ ?

(અ૦ જવાબ દે તે પ્હેલાં કં૦ આવે છે. લ૦ હાથ લાંબો કરવા જાય છે,

પણ એ સૌને નમસ્કાર કરીને લ૦ ના કોચના છેડા આગળ એમને પગે હાથ અડકે એમ ભોંયે ગાલીચા પર બેસે છે.)

### પિરોજા

પેલી નાનલી ખુરસી લેઓ, ભાઇ

### કંચન

જી કંઇ નહીં, પિરોજામાય.—કેમ લવજી કાકા, ચૂંક વધારે તો નથી ને? મ્હને જરા પગ ચાંપવા દેશો?

### લવજી

ના, બેટા, મુને પસંદ જ નથી. ને તુને બીજી મકસદે તેડયો છ. લે આ કાગજ, વાંચી જો. રાયજીને વાંચવા આપિયો, પણ તારા વિસે છે એટલે પેલ્લે એવણુ કહે તુને વંચાવવો. (કં કાગળ વાંચે છે.)

### લવજી

રાવ સાહેબ, મણિભાઇનો આપના ઉપર કાગજ નહીં એ સું?

### રાવ સાહેબ

ના, જી. હશે તોપણ ઇલાભાભી ઉપર હશે. મણિભાઇની અને ઇલાવતીની વાત જ ઓર છે. મેં પણ બધો ભાર, છેક એમનો સંબંધી થયો ત્યાંથી માંડીને, એમને માથે જ નાખી દીધો છે. મ્હારી સુવર્ણા મ્હારી તો નામની જ; એનાં ખરાં વડીલ એ બે; અને હવે રાયજી સાહેબ અને માણેકબા.

### કંચન

(કાગળ વાંચી લઇને, એક બે ભાગ બીજી વાર પણ વાંચીને) બાપા, લ્યો વાંચો. ઇસ્માઇલ અને કાવસ ઇરાની આવા હરામખોર હશે તે મ્હને સ્વપ્ને પણ ખ્યાલ નહીં. એમના હાથમાં સપડાયો હત તો આબ-

રૂના કાંકરા જ થાત. પણ મ્હારા અજ્ઞાનને લીધે બચી જ ગયો છું. ઈશ્વરનીનો ન્હાનો ભાઇ પેશુતન કૉલેજમાં અમારી જોડની ઓરડીમાં રહે છે. એક વાર હું પૂને ગયો હતો ખરો, શનિવારની શરતો જોવાને, પણ હું તો પેશુતન જોડે ગયો'તો, અને ત્યાં એ રમ્યો અને સાઠેક રૂપિયા જીત્યો હશે. પણ હું રમ્યો જ ન્હોતો. મ્હારા મનને એમ જ હતું કે ઘોડાઓની જેને પરખ હોય તે રમે, બીજા પૈસા નાખે તે તો આંધળો સટ્ટો જ.—ત્યાં આ હુરમાઇજ અને કાવસ પણ હતા, અને એઓ મુંબાઇમાં એક બે વાર ખાણાસાં મ્હારી ટેબલ ઉપર દાખલ થઇ ગયેલા; ગઇ સંક્રાન્તે ઘારાપુરીની સ્હેલગાહે અમારી કૉલેજની ટોળી જોડે આવેલા, ત્યારથી હું કંઈક ઓળખું; એટલે શરતોને દિવસે પૂને જતાં અને આવતાં પણ આગગાડીમાં એઓ સાથે હતા ખરા.

ઓહો, અજાણ્યા ભોળા નબળા માણસને મોજમજાહ અને લોભ લાલચમાં ખેંચી ફસાવી તેનો શિકાર કરીને પોતાનું પેટ ભરનારા ઉજળા ઠગ પણ હોય છે ખરા !...

મણિભાઇ સાહેબને બી હું ચિંતાનું કારણ બન્યો, હેં ?...

બસ–બસ, બાપા, રાવ સાહેબ, બીજી વાત નહીં !—રાવ સાહેબ, આમાં મણિભાઇ લખે છે આવતી કાલે આગગાડીમાં એઓ સીધા મુંબાઇથી વડોદરે જવાના છે; આપ પણ એ જ ગાડીએ સિધાવવાના હશો. તો બેઅદબી માફ, પણ વડોદરાની કૉલેજ કેવીક ચાલતી કહેવાય છે ?

## રાવ સાહેબ

(જરા અજબ થઇને) વાહ, કંચનરાય, હું તો એ જ માગું છું. પણ રાયજી સાહેબ અને માણેકબા આગળ મ્હારી જીભ ઉપડે નહીં; અને વેણ નાખું તે ખાલી જાય એ પણ રુચે નહીં. બોલો, રાયજી સાહેબ, –લવજી શેઠ, ત્હમે બી મ્હને ટેકો આપશો,—કંચનભાઇ વડોદરા કૉલેજના બી. એ. થાય એમાં ખોટું શું ?

## રાયજી

એને ને ઉત્તમને કૉલેજમાં રહેવાની સોઇ થઇ શકશે, ટર્મના મધ્યમાં જ ?

લવજી

( ચૂંક વધતી હોવાથી જરા ધીમે ધીમે ) રાયજી, રાવ સાહેબની માગણી જુદી છે. કુંચન, બેટા, તમારી હિંદુ સંસારની અદબના ખોટા ખયાલ જતા કર; પારસી હો તેમ તું જ ચોકખું બોલ.

કુંચન

( જાણે ગાલીચા ઉપર છાપેલો કોઇ અહવાલ વાંચતો હોય એમ,–નીચું ઘાલીને ) દલાબાને ત્યાં આજ સ્હવારે રત્નગૌરીને ખાસ બોલાવી હતી; પછી એ ને ઉત્તમ સીધા મ્હારી પાસે આવ્યાં. ઉત્તમને મેં હા પડાવી છે. એ અને રત્નગૌરી બે ય સાથે આવવા હા કહે છે—

રાયજી

એં તમારી ! દિલાબાનો કે સુવર્ણાનો મૂળ ખયાલ જેનો હોય તેનો, પણ કુંચન, ત્હારે માટે શ્રેષ્ઠ !—જા, જા, ત્હમારી બેની શરમ આ ઘડી જ છંડાવિયે, નીચેથી સુવર્ણાને જરા તેડી લાવ.

પિરોજા

કુંચનભાઇ, દાક્તર રુસ્તમને બી તેડતા આવજો. ( કું૦ જાય છે. ) બાવા, હકીમજીની દવાથી આજ તમુને ફેર નથી. ફરી એમને બોલાવું ?

લવજી

ના, ના, અને આય રુસ્તમને બી સું કરવા–વારુ, નીચે છે જ તો આવવા દે.

( કું૦, સુ૦, રુ૦, અને પાછળ પાછળ શીરીન પણ આવે છે. લવજીથી પાસું જરા ફેરવવા જતાં ચીસ પડાઇ જાય છે શી૦ આગળ ધસી પિ૦ પાસે જઇને ઉભી રહે છે. ક્ષણમાં રુસ્તમજી આવી બેયને આઘાં ખસેડે છે. લ૦ ને તપાસે છે. )

રુસ્તમજી

પિરોજામાય, બાવાજીને કોઇ બી દાક્તરે તપાસ્યા છ ખરા ?

લવજી

(ડોકું ધુણાવી) કેમ, સું જણાય છે ?

રૂસ્તમજી

આય ચૂંક, સૂળ, દુઃખારો, અને ગરબર એ જ રોગ કે બીજો બી કંઇ ?

લવજી

એ જ.

રૂસ્તમજી

પેહલી ચુંક બેતણ વરસ પર આવી હોસે. વચ્ચે વચ્ચે મહિનોમાસ દરદનું નામ નહીં; વલી પાછું ઉપરે તે આગલા વખ્તથી વધારે.

લવજી

(ડોકી હલાવી હા કહે છે.)

પિરોજા

(રુ૦ ખસે છે એટલે પાછી પોતાની જગા લઇ લ૦ ને કળ વળે એમ સુવામાં મદદ કરતી) કેમ, દાક્તર રુસ, મકું સો રોગ જનાય છ ?

રૂસ્તમજી

પિરોજામાય, હું તો હજી સીખાઉ. પાંચપંદર વરસના અનુભવી દાક્તરને બોલાવો, તે કહે તે ખરું. મુને તો ચોક્કસ આય જનાય છ, કે બાવાજીને પંદરવીસ દિવસમાં જ પૂરો આરામ થઇ જાય, ફરી કોઇ દિવસ આય ચૂંકનું નામ જ નહીં !—પન તે દાક્તરને હાથે. હકીમવૈદથી આય રોગ મટવાનો નહીં. એ જ દવાઓ ચાલૂ રાખસો તો રોગ આય બેતણ વરસ વેર વધતો ગિયો છ, તેમ હજી બી વધે; ખમાય નહીં એટલા વેર

બી દુ:ખાવો વધી જાય. આપરા હકીમવૈદ પાસે બી કોઇ કોઇ બેમૂલ દવાઓ પડેલી છ; પન, પન, બાવાજી, સારુ માનો તો આય રોગની નથી એ લોકને પરખ કે નહીં મલે એની એસની કને દવા (રાયજી રુસ્તમને બીજા ઓરડામાં લઇ જાય છે.)

લવજી

(જરા કળ વળતાં) કંચનભાઇ, સુવર્ણા, આમ આવો. જુવો, રાયજીની હા જ સમજો. અ–ને તમારી સરસ છોડાતું. કંચન, આય મેમ સાહેબનું નામ સું?—બોલ, મોટેથી આખો ઓરડો સમઝે એમ. શીરીન, સું એ લોક અતડાં અટુલાં ઉભાં છ! એમના હાથ મેલવી આપ. બોલ, બેટા, જોતજોતામાં આદત બી પડી જસે.

કંચન

સુવર્ણા!

શીરીન

(સુ૰ને) હવે તમારી વારી.

સુવર્ણા

(હસતી હસતી) વડોદરામાં બાપુ 'રાવ સાહેબ,' તો પોતાનું નામ એમનું છે તે જ–'સરદેસાઇ'; કે (પારસણની માફક બોલતી) કંચનરાય, મકું તમુને 'નાના સાહેબ' કે એવું કોઇ નવતર નામ વધુ પસંદ આવસે જ? (સૌ હસી પડે છે.)

લવજી

ચાલો, હવે રાવ સાહેબને બેઉ પગે પડો; જુવો રાયજી આયા, તેમને બી.–બસ, દોડી જાવ નીચે, મઝા કરો. (કં૰ સુ૰ જાય છે.)

### અજબરાય

લવજી, ત્હમે ત્હમારી તબિયત વિશે છેક જ બેપરવા રહ્યા છો. મેં ઇસ્પિતાલના દાક્તર સાહેબને ચિઠ્ઠી મોકલી છે, તેઓ ઇસ્પિતાલમાં આવતાં પાંચ અને સાડાપાંચ વચ્ચે આવશે. હું પણ તે વેળા બરાબર હાઝર થઇશ, અને મ્હારા દાક્તર આપણા દોસ્ત કેવળરામ સુરતીને લેતો આવીશ.

વારુ, ત્હમે આવી નરમ તબિયતમાં બી કંચન માટેની ખરી લાગણીને લીધે બહુ તરદી લીધી. હવે, બે કલાક આરામ કરો. પિરોજા માય, કોઇ બી અહીં આવે જ નહીં. અને હા, આ દોરાબજી મોઝાંબીના રુસ્તમ ઘણા કાબેલ છે જો. મ્હારા કહેવાથી એમણે હમણાં જ ત્હમારે પીવા માટે દવા આપણા મોટા બજારના રસાયની ( chemist ) ને ત્યાંથી બનાવી મંગાવી છે. હુસેન દોડતો ગયો છે તે દશ મિનિટમાં આવશે. જરૂર પી જજો મ્હારી ખાતર, આ જૂના દોસ્તના કસમ, હો કે લવજી. પિરોજા માય, ત્હમે પાશો કે દવા આવે ત્યાં સુધી રોકાઉં ?

### લવજી

ના, ના, રાયજી, તમે બી સું બધાં બાલબચ્ચાંને ખાલીપીલી ગભરાવી મારો છો! દવા તો હું ટંકો ટંક પિયું છું જ, કેમ પિરોજા ?

### પિરોજા

હા, જી.

### રાયજી

વારુ, ત્યારે.–કેમ રાવ સાહેબ, ઉઠીશું ? સાહેબજી, લવજી; સાહેબજી પિરોજા માય; સાહેબજી, રુસ્તમ. ત્હમે ના ઉઠો, લવજી.

( પડદો પડે છે, શીરીન અને રુસ્તમ બહાર આવતાં— )

### શીરીન

રુસ, બાવાજીને શું છે ?

### રુસ્તમજી

કંઇ બી નથી. પચાસ લગભગ હોસે તેથી સું?—આંધો, હાર્ટ (heart), બધું જ સાબૂત છે, એટલે ખરો ઇલાજ લેવામાં ખંચાવાનું કારણ મુને તો દેખાતું જ નથી. પછી આજ સાંઝે મોટા અનુભવી દાક્તરો જે ઠેરાવે તે ખરૂં.

### શીરીન

રુસ, રુસ, હું કોઇને નહીં કહેવસ, પણ આમ ગોળ ગોળ બોલો છ તેથી તો ઉલ્ટી ચિંતા વધે છ.

### રુસ્તમજી

ના, શીરીન, ચિંતા કરસો જ ના. ખરો ઉપાય લેવામાં આવે તો પેલ્લે બી મેં કહ્યું તેમ પાંચ-પંદર દિવસમાં રોગ જડમૂળથી જાય, અને બાવાજી પાછા છે તેથી બી વધુ જુવાન બને, ખચીત જ.

### શીરીન

પણ એ રોગ શો તે તો, રુસ, તમે બોલતા જ નથી.

### રુસ્તમજી

કેમ કહી શકું? જુવો. સમજો. શીરીન. દાક્તર સાથે એવી બાબતમાં જીકર કરો તે સા કામનું? હું જુદાઇ રાખું છ એમ ન ધારો. તમે સૌ મારા જેવાને પોત્તીકો મનો છ તે તમારો એહસાન હું ન સમજું એવો છેક બુઝક નથી. તમારા—અને બેહરામના બાવાજી તે મુને બી બાવાજી. પન—પન—હું હજી સીખાઉ, અને અહીં અસલનેરમાં સારા અનુભવી દાક્તરોની સી ખોટ? મેં રાયજી સાહેબને એ જ કહ્યું જે રોગ આય છે, પન ખાતરી કરાવો. વલી એ રોગ નક્કી જનાય તો ખરો ઉપાય એક જ. તે લાગૂ કરતાં બાવાજી જેવાના કેસ (case) માં જોખમ મુને તો જરા બી દેખાતું નથી, પન તે બી અનુભવી દાક્તરોની સલાહ પડે

તેમ નક્કી કરો. કદાચ બીજો ઉપાય હોય બી, જે મારી જાણમાં નહીં અને એઓની પોત્તીકી અજમાયસથી ખાતરી હોય.–જે હોસે તે આજે જ દીવાબત્તી અગાઉ હું તમે અને સૌ જાનીસું જ કની ?

### શીરીન

વારુ, એમ તો એમ, રુસ.–ચાલો, નીચે બધાં ધારશે આપણે હજી બાવાજી પાસે જ છિયે. લ્યો, આ હુસેન આયો; સિધારો, હું દવા પાઇને આવું. ( શી૦, હુ૦ જોડે પાછી જાય છે. )

### રુસ્તમજી

( એકલો, નીચે જતાં જતાં ) આય શીરીનની આંખમાં હું સું જોઉં છ ?–બોલમાં નહીં, આંખમાં; જાને કે એને પોતાને ભાન નહીં તો બી આંખમાં ઝબકે છ !...

કે મારા પોત્તીકા દિલમાં જે લાગની ભભુકી ઉઠી છ,–જે મારે કાજે પરવરદેગારે ઘડેલી તો બસ આય એક શીરીન, વહાલી શીરીન,–બીજી કોઇ નહીં, સારી જહાંમાં નહીં, તે કારનથી હું છેતરાઉં છ ?...

જોજે બચ્ચા રુસ્તમ, સમાલજે ! એ લોક પરિયા લખેસરી : જો કે અતીસ સીધાસોજા ને માયાલુ; તો બી મોટર, લાન્ચ, બંગલા, વાડી, અને દિલ ચાહ્ય સો સાહેબી ને શોખ માણી સકે એવી ધોધબંધ આવક. અને આય શીરીન–બચપનથી જ આવાં અમનચમનમાં ઉછરેલી:—બસ, બસ, બસ ! તું તારી ઘેલાઇને વિસરી જા, દાટી દફનાવી જ દે તારા કલેજાની ઉંડામાં ઉંડી ખોહમાં, ને દોડી જા પાછો તારા કામ પર : તારી–તારા જેવા ભૂખડી બારસને છાજતી તારી રોજિંદી દુનિયામાં, આજ રાતે જ !

[ જાય છે.



# પ્રવેશ ૧૦ મો

## રમણભાઇ : બાળલગ્નોથી ય ઉતરે તરંગી લગ્નો.

**સ્થલ :** અસલનેરથી મુંબાઇ જતી આગગાડીના ત્રીજા ક્લાસના ડબ્બામાં ઉપલા બે સામસામાં પાટિયાં.
**સમય :** પ્રવેશ ૯ માને દિવસે, રાતનો.

### પાત્રો:

રુસ્તમજી અને રમણભાઇ.

### રમણભાઇ

( ગાડી ઉપડતાં જ ડબ્બામાં આવી પોતાની જગા લેતો ) ઓહ્લો, મિ. રુસ્તમજી, ત્હમે પણ આજે જ પાછા સિધાવો છ ?

### રુસ્તમજી

જી; મેડીક્લ કૉલેજમાં આતવાર તેહવાર મલે જ નહીં', અને ન છૂતકે બી જેટલા ગેરહાજર રહિયે તેટલું સીખવાનું જ ખોઇયે.–પન તમે રમણભાઇ આય તીજા ક્લાસમાં ?

રમણભાઇ

(સસ્મિત) કેમ, મ્હારે પ્હેલામાં જ બેસવું જોઇયે, નહીં વારૂ ?–કે બડેજાઓ માફક સ્પેશિયલો દોડાવવી ?

રુસ્તમજી

બેઅદબી માફ કરો, રમણભાઇ, બોલતાં બોલાઇ ગિયું. બેશાશક તમુને આય કલાસમાં બી મુસાફરી કરવા પૂરતી છૂટ છે.

રમણભાઇ

ફેર્ગ્યુસન કોલેજનો વિદ્યાર્થી ત્રીજા વર્ગમાં જ બેસે; કે તેની નીચે વળી ચોથો વર્ગ હોય તો તેમાં. અને મ્હારી જાતને માટે પૂછતા હો તો આટલી સાહેબી છૂટતી નથી તે બી મ્હને ખુંચે છ.

રુસ્તમજી

સાહેબી ?

રમણભાઇ

ત્હમે જોયુ હશે કે મ્હેતો આગળથી આવ્યો હતો. વળી એણે પ્રથમ બીજે કંઇ બેઠક રાખી હશે પણ ત્હમને અહીં ગોઠવાતા જોઇને આ સામું પાટિયું રોક્યું, કે ત્હમારી સોબતનો મ્હને લાભ મળે. એ બિચારો હવે ઘેર જઇને જમશે. અને હું તો બરાબર વખ્તે જમી પરવારી ગાડી ઉપડતાં જ આવ્યો. આ બધી સાહેબી જ ને ?

રુસ્તમજી

(અજબ થતો) તમુએ ફેર્ગ્યુસન પસંદ કરી તે બી જેમ બને તેમ ગરીબીની આદત કેલવવા કાજે દોસે.

### રમણભાઇ

એ પણ એક કારણ ખરું. ( પાટિયા પર તકિયા ઓઢવાનું વગેરે ઠીક-ઠાક કરી લઇ ) જુવો ને, રુસ્તમજી, ઘણાખરા માણસ બહુ જ નસીબદાર જન્મે છ. કોલેજની કેળવણી મેળવવા માટે બી કેટલાકને કંઇ કંઇ પુરુ-ષાર્થ કરવો પડે, અને તેમ નહીં તથાપિ કેળવણી પૂરી થતાં તુરત ઘણા-ખરાને કંઇ ને કંઇ ઉદ્યમે લાગી જવું જ પડે, નહીં તો ભૂખે મરે. મર-દનો જન્મ પુરુષાર્થને માટે ગણિયે તો ગરીબીમાં અવતરનારા સૌ પૂરા નસીબદાર, કુદરત જ તેમની પાસે પુરુષાર્થ કરાવે છ. તેમની બધી શક્તિ-ઓની ખિલવણી આપોઆપ બની આવે. આનંદ, ઉત્સાહ, મુશ્કેલી સામે કંમર કસીને ઝઘડવું, હારજીત, નિરાશાની ઉંડી ખાઇઓથી માંડીને ફતેહનાં નિશાન ફરકતાં હોય એવાં શિખરો સુધીનું બધું જ તેમના જાત અનુ-ભવમાં નાટકના પડદા એક પછી એક ઉપડે તેમ આવ્યા કરે; તેમનું જીવન ભુરચક, નવ રસે નીગળતું, મોટાં અનિવાર્ય કર્તવ્યોનો જાણે ઇતિહાસ.

સામી બાજુએ જે થોડા ધનવાન જન્મે છ તે પૂરા બેનસીબ: બિચારાઓને મૂછદહાડી વધી જાય તો બી શો પુરુષાર્થ કરવો તે ખોળતાં અને દુનિયાના ચરખામાં અમુક બિંદુએ જોડાઇ રહેવાનું નક્કી કરતાં બડી મુશીબત પડે અને વર્ષો વહી જાય.

### રુસ્તમજી

( હટકતા પગની પલાંઠી મારીને ) વાહ વાહ, રમણભાઇ, વાહ વાહ! આ દુનિયાને તમારી આંખ તદ્દન નવે ખૂનેથી જોય છ. તમે કાલે ભાસન કીધું ત્યાં મેં ધારિયું ફિલસુફી સીખો છ, તે કંઇ કોઇના તાજા વાંચેલા વિચાર સંભલાવો છ. પન તમો તો પૂરેપૂરા 'આઇડીયલિસ્ત (idealist)' જનાવ છ.

### રમણભાઇ

'આઇડીયલિઝમ,' 'સુરી વાદ,' વગેરે નામો અપાય છે, તે મ્હને તો લાગે છ કે બુદ્ધિ ચલાવી ન શકનારો લોક બિચારા પશુ જેવા હોઇ

બુદ્ધિનો ખપ પડે એવા સંજોગોમાં ગુસ્સે થાય છે, અને આવાં આવાં નામો આપે છે તે જાણે ગાળો દે છે. બાકી 'આઇડીયલ' એટલે ભાવના. ભાવનાઓ વગરનું જીવન કોઇ માણસ જીવતો નથી, જીવી શકે જ નહીં. ગમે તે સ્થિતિનો માણસ લ્યો. તેના અનુભવને તેની આંખે જોવા જેટલી લાગણી અને કલ્પના ખિલવી શકિયે, તો તેના જીવનમાં ય ભાવનાઓ દેખાયા વગર નહીં રહે. ભાવનામય જીવન તે જ માનવ જીવન. આહાર, નિદ્રા, આદિ પાશવ કે કેવળ શારીરિક ધારિયે એવી ક્રિયાઓને પણ માણસ ભાવનાની ખાંડ પાય છે.

### રુસ્તમજી

ત્યારે ત્હમારે હિસાબે તો હું, રમણભાઇ, સત્તરઆના નસીબદાર. બાવાં પોતાનો ખટલો નિભાવતાં બી થાકી જાય છ. આજ કેટલાં વરસથી મારી કીસતી મેં જ તરાવી છઃ હું જ સરંગ, હું જ સુકાની, હું જ ખલાસી.

### રમણભાઈ

વાહ વાહ, રુસ્તમજી, વાહ વાહ. બેઅદબી માફ કરશો પણ ત્હમારો દાખલો ત્હમે જ ટાંકો છ, તો કહેવા દેશો કે લોકવાયકાથી ત્હમારાં વિધ વિધ વખાણ સાંભળતાં હું અજબ થતો હતો. પરંતુ આ ત્હમારા ટુંકા બયાનથી બધું સમઝાઇ જાય છે. પોતીકું ભાવિ પોતે રચનાર માણસ જ મરદ: તેની તમામ શક્તિઓ ખરા જોશથી ખીલે છે અને પોતપોતાના વ્યાપારમાં પૂર બહારમાં મચી રહે છે. પોતાનું ભાવિ પોતે રચનાર માણસ જ બત્રીશ લક્ષણો બની શકે છે. વળી એને સોબતીઓ સાથી બધું જ જુગતેજુગતું ગ્યોગ્ય સમયે મળી રહે છે.

### રુસ્તમજી

સોબતીઓ અને સાથીમાં ફેર?

રમણભાઈ

સાથી, હું ભવ-સાથી, સહચારિણી,-શાદીની પાક મોહબ્બતથી આપણી સાથે જોડાનારીને કહું છું.

રુસ્તમજી

( પુષ્કળ હસતો ) પૈસાદાર કુટુંબના નબીરાને એમાં બી મુશ્કેલીઓ આવતી દેખો છ ?

રમણભાઈ

કેમ નહીં ? ઘણી ય માઓ બ્હેનો અને બીજાં વડીલો પોતપોતાની છોકરીને ઠેકાણે પાડવા માટે તલપાપડ !-જાળો પાથરે, પેલાને તેમાં પકડી લેવા.

રુસ્તમજી

તમારા હિંદુસંસારમાં બી ?

રમણભાઈ

કેમ ? છોકરીને સઠેકાણું કરી આપવાની કુદરતી હોંસ બધામાં સરખી.
પણ કબૂલ કરું છ, રુસ્તમજી, કે આવું કંઈ મ્હારા પોતાના જોવામાં આવેલું નથી:-આવશે બી નહીં.

રુસ્તમજી

કેમ વારુ ?-તમે છેક આગ્રે પૂના વેર જઇને પડયા તેથી !

રમણભાઈ

એક મહત્ત્વની વાતે હું મ્હારી જાતને કેવળ નિશ્ચિંત અને અસાધારણ સુખી અને અત્યંત ભાગ્યવાન માનું છું: હું એવાં માબાપને ખોળે મુકાયો છું કે તેમનામાં મ્હને અખૂટ વિશ્વાસ અને શ્રદ્ધા છે.

## રુસ્તમજી

એટલે શું જીવન-સાથીની પસંદગી બી તહમારે માટે એઓ કરશે ?

## રમણભાઈ

કેમ, એ જ ઉત્તમ નથી લાગતું ? મ્હારીતહમારી ઉંમરે આપણે કોઇ પોતાની જાતને બી બરાબર પિછાનતા નથી, તો ત્રાહિત જેવી છોકરી મોટી થતાં કેવી નીવડશે તે આપણે શું પરખી શકિયે ? અમારામાં તો એમ જ લગ્નો થાય છે. છોકરી વર સ્વીકારે છે તેમ છોકરો પણ વહુ સ્વીકારે છે, માબાપવડીલની પસંદગીથી. અમારામાં કેટલાંક લગ્ન નઠારાં નીવડે ખરાં, કેમ કે માબાપ પણ પસંદગીમાં ભૂલ કરે. પણ સ્વયંવર લગ્નો થાય છે તેવાં ટોળાંઓમાં જુવાનો અને યુવતીઓ બહુ મોટી ભૂલો કરે છે. એવાં લગ્નોમાં ભૂલભરેલાં લગ્નોની સંખ્યા અતિશય મોટી હોય જ. નવજુવાન છોકરાને અનુભવ શો ? દીર્ઘદૃષ્ટિ તો મળે જ નહીં. સામે અઢાર-વીશની છોકરી વળી વધુ બેસમજ. અને વળી મદનની લહરો ચાલે તે પાંચ-પંદર વર્ષોના ગાળા દરમિયાન સ્ત્રીપુરુષ એકબીજાને કેવાં કેવાં કેવળ અવિચારી કારણોથી લથડી પડે છે ! એ તો રંગ જુવે, કે આંખ પર મોહી પડે, મ્હેરામ્હોરાથી લલચાય કે અવાજ પાછળ ગાંડાં બને. પેલા કવિઓ લવે છે ને તેમ ‘પ્યારીની ભમ્મર’, ‘વ્હાલીના ગાલ પરનો તલ’ !

## રુસ્તમજી

અગે તમે તો રમણભાઇ ‘આઇડીયલિસ્ત’ની સાથે પાછા જૂની રસમોને વખાણનારા નીકળ્યા ?

## રમણભાઇ

ના, ના, ભાઇ, જૂનું તે બધાને કંઈ હું સોનું કહેતો નથી. છોકરી કે છોકરો કેવાં નીકળશે તે જાણી ન જ શકાય એવી ન્હાની કુમળી ઉંમરનાં બાળલગ્નોને તો હું પૂરેપૂરાં વખોડું છું.

રુસ્તમજી

પન બાળલગન ઘટે તેમ સ્વયમવરલગન વધે એ કુદરતી નિયમને તમે કેમ અટકાવસો ?

રમણભાઈ

નહીં અટકાવાય તો કજોડાં વધશે જ, કારણ કે તરંગી લગ્નો વધુ થવાનાં, યોગ્ય પસંદગીનાં થોડાં જ નીવડવાનાં. મ્હારાં છે એવાં માતા-પિતાની સંખ્યા વધે અને મ્હારી એમના ઉપર છે તેવી ઘણાં પુત્રપુત્રી-ઓની સમઝણી ઉંમરે બી પોતાનાં વડીલો ઉપર શ્રદ્ધા કાયમ રહે, તો જ વડીલોના અનુભવ, દીર્ઘદૃષ્ટિ, વગેરેનો લાભ મળે, અને એ કહેવાતાં સ્વયં-વર પણ ખરું જોતાં તરંગી લગ્નો ઘટે, તથા યોગ્ય પસંદગીનાં લગ્નો વધે.

અરે હા, વાતમાં ને વાતમાં હું ભૂલી ગયો,—લ્યો આ કંડિયો, હું નીકળતો'તો અને ત્હમારે ત્યાંથી કોઇ દોડતું આવીને આપી ગયું; ઉપર ચિટ્ઠી બી છે.

( રુ૦ ચિઠ્ઠી વાંચે છે. પછી કંડિયો ખોલે છે તેમાં ઉપર હાથ રૂમાલમાં લપેટલો એક ગુંથેલો ટેબલ ઉપર બિછાવવાનો રૂમાલ છે; તેની નીચે છ બાટલી છે. રુ૦ રૂમાલ ઉકેલી જુવે છે, પાછો ઘડ વાળી મુકવા જાય છે ત્યાં)

રમણભાઇ

કિનાર કંઈ નવતર જણાય-છે.

રુસ્તમજી

જુવો ને. મ્હારાં બ્હેને ગુંથેલો છે. આ બાટલીઓ જુદી જુદી ચટ-નીઓની છે: મ્હારા બાવાને નવી નવી મેલવની કરવાનો શોખ છે; હું પ્રિન્સિપાલ પ્રોફેસરોને અમારા તેહવારની ભેટ તરીકે આપું છું.

રમણભાઈ

( કારણ ચારે બાજુએ તપાસી ) રુસ્તમજી, ત્હમારાં બ્હેનનું નામ પણ શીરીન ?

**રુસ્તમજી**

નહીં, જી, એમનું નામ આલાં બાય; કાંય ?

**રમણભાઇ**

ત્હમને ફારસી આવડે છે ને ?

**રુસ્તમજી**

કેમ, તમે ફારસી પન જાનો છ ?

**રમણભાઇ**

થોડું; મ્હને ભાષાઓનો શોખ છે.

**રુસ્તમજી**

શીરીન તો બેહરામજીનાં બ્હેન, તમે ઓલખો છો તેવણ.

**રમણભાઇ**

હા, પણ જુવો આ કિનાર દેખાય છે તે શીરીન, શીરીન, એ જ નામ સુંદર ગોઠવીને ચારે તરફ ગુંથેલું છે.

**રુસ્તમજી**

( ધારીને તપાસતો ) હા, મારા કતાઇ ગિયેલાં ફારસીને બી એવું કંઇ તમે બતાવો છ ત્યારે જનાય છ ખરું. મારાં બ્હેનને આય સું છે તે ખબર બી નહીં હોસે. એવણે તો કોઇ જગે જોયું હોસે અને ફાવતું આયું તે નકલ કરી લીધેલી.

**રમણભાઇ**

વારુ, લવજી શેનો રોગ કંઇ નક્કી થયો ?

### રુસ્તમજી

હા, મતભેદ કે સક પરે એવું કંઈ જ ન મલે: " એપેન્ડિસાઇટિસ ( appendicitis)."

### રમણભાઇ

એડવર્ડ શહેનશાહનો રોગ. ત્યારે તો શસ્ત્રક્રિયા કરવી પડશે.

### રુસ્તમજી

જેમ સવેલા કરે તેમ સારું જે પીડા વેહ્લી પતે. પન આય કેસમાં સિવિલ સર્જને જરા દોઢચાતુરી કરી.

### રમણભાઇ

શી ?

### રુસ્તમજી

દર્દીને રાજી કરવાની નેમથી કહે જે વહાડકાપમાં જોખમ લગીરે નથી, ને કરવું પડસે તો તેને બરની રતમાં કરસું બી, પનં હાલં મહિનો માસ આય દવા પિયો. એથી તદ્દન સારું થઇ બી જાય. હમણાં તો ફાયદો જનાસે જ. પછી પાછો રોગ ઉભલે તો વહાડકાપ.

### રમણભાઇ

શસ્ત્રક્રિયાને થોડા મહિના ઠેલી. દર્દીના મગજમાં વિચાર રહ્તે રહ્તે આવકાર પામે એ લાભ ખરો.

### રુસ્તમજી

એમ બી હોય. દાક્તરને દર્દીના મનની સંભાલ બી લેવી જોઇયે. ચાલો સુઇ જઇસું ?

રમણભાઇ

ચાલો. ( બીજી તરફ ફરી ઓઢીને સુવે છે. રુ૦ રૂમાલ કંડિયામાં મુકી દેવાને બદલે ઉશીકા નીચે મુકે છે. થોડી વારમાં પાછો કહાડે છે. કંઇક સુવાસ આવતાં નાકે લગાડે છે.)

રુસ્તમજી

( પછી પાટિયેથી ઉતરી બારીના પવનના સપાટામાં માથું બહાર કહાડીને ) હિના-શીરીનનું માનીતું અત્તર !-બાવા પાસેનું બી કેમ ન હોય ? ( હાથરૂમાલને સુંઘી જુવે છે ) આય આનું એને લાગ્યું કે એનું આને ?- છટ, છટ: છેક નજીવી, પાયા વિનાની, કોઇ બી ભલતી રીતે થવા પામેલી બાબદને મોટું રૂપ આપે એનું નામ વેલછા !

હા, આય રમણભાઇ જેવો બીજો કોઇ નામ વાંચે અને આગલ-પાછલ ફાવે તે ટોલ્લા લગાવે એમ બી બનવા જોગ. બેહલુ મુંબાઇ આવે ને તુરત નામ વંચાવીને આય એને જ આપી દઉં ? કે મારી સૂટકેસને તલે જ દાબી રાખું ? આપરે વરી તેબલકલ્લાથ કિ દાંડે વાપરવું છ ! જોઇસું, જોઇસું, જેવો વખ્ત તેવો તોડ બી નીકલસે.

ચાલો, સુઇ જાઉં.

( રૂમાલને હાથરૂમાલમાં લપેટી કંડિયામાં મુકી દે છે અને પાટિયા પર ચ્હડી લાંબો થાય છે. પડદો પડે છે.)



# પ્રવેશ ૧૧ મો.

**સ્વાગતં તે શ્રીપતે! : "સાત વારનો રાસ."**

**સ્થલ :** વડોદરા, રાવ સાહેબની હવેલી.
**સમય :** શિવરાત્રિના સૂર્યોદયને થોડી વાર છે ત્યારથી આરંભ.

## પાત્રો:

દોલત, પદ્મા, શ્રીમતી, રા. રા. મણિભાઇ સાહેબ, રાવ સાહેબ, ઉત્તમ, સૌ. ઇલાવતી, સૌ. રત્નગૌરી, સૌ. સુવર્ણાનો તુરત અવતરેલો પુત્ર શ્રીપતિ;

રૂડકી : ભરવાડની છોડી;

બ્રાહ્મણી અને તેની પુત્રી ઊજમ, પૂજારી, નોકર, અને છેવટે રાસ માટે શેરીની દશબાર છોકરીઓ.

[ ત્રણ માળની બેવડી હવેલી છે; આગલી અને પાછલી હવેલીઓ વચ્ચે હવેલીની પ્હોળાઇ જેટલો લાંબો ચોક છે. પાછલી હવેલીને ભોંયતળીયે ચોક જેટલી જ લાંબી પરસાળ છે: સામે પાછલે છેડે ઓરડાઓની ભીંત વાળી, ચોકને છેડે થાંભલાવાળી: થાંભલાઓમાંથી વચલા બે શિવાયના બધાને વેલો ચ્હડાવેલી છે; આ વચલા બે થાંભના આગળ ટેબલ અને ત્રણ ચાર ખુરસીઓ છે, અને આ પ્રવેશનો કાર્યક્રમ અહીં અને ચોકમાં ચાલે છે.

ચોકમાં વચ્ચે ગજિયા પત્થરની બેઠકના ફરતા ચોરાવાળો જૂનો લીમડો છે ચોકની પ્હોળાઈ તેમાં બેડિમન્ટન (badminton) રમી શકાય એવડી છે, અને એક તરફ મધ્યમાં ચોરો પૂરો થતાં છ કદમે બેડિમન્ટનના બે થાંભલા છે, અને તેમાંના છેલ્લા થાંભલા પછી પાછાં છ કદમે ચોકની એ બાજુની ઉંચી કિલ્લા જેવી દિવાલ છે, જેમાં ઉપર કાંગરામાં ભાલોડાં અને કાચ ખોસેલાં છે; ચોકને બીજે છેડે ન્હાવાના ઓરડા વગેરે ઉપર અગાસીવાળા

છે. આ ઓરડાઓની હારમાં પરસાળને છેડે ઉપર જવાનો મોટો દાદર અને તે પછી પૂજાનો ઓરડો છે. પરસાળની પાછલી ભીંતે મધ્યમાં-લીમડા સામે-કમાન છે તેમાંથી છેક પાછળ નહાની વાડી અને ગૌશાળામાં જવાય છે; આ કમાનની પૂજાના ઓરડા તરફની બાજુએ રસોઇ અને કોઠારના ઓરડા છે, બીજી બાજુએ બીજા બે ઓરડા છે; અનેપૂજાનો ઓરડો અને દાદર છે તે સામે પરસાળની ભીંતે બેડિમન્ટન, ટેનિસ,વગેરે રમતગમતનો સરસામાન રાખવાને એક લાંબી પેટી અને તેની બે બાજુએ બે મોટાં કાચનાં કબાટ છે.

આ પ્રવેશ દરમિયાન મરદ પાત્રોનો પોષાક ધોતિયું અને પ્હેરણ; નહાઇ આફતા રહેલા મરદ-પૂજારી, રાવ સાહેબ-નો પોષાક અબોટિયું અને શાલ.

દોલત ટેબલ ઉપર દીવો મૂકીને એક ખુરસી ઉપર પરસાળમાં બેઠો બેઠો વાંચે છે, તેની પાછળથી દાદર ઉતરી આવીને પદ્મા છાનીમાની આંખો દાબે છે. ]

## દોલત

પદ્મીબા, ઓહો ક્યારનાં ઉઠ્યાં છો ?

## પદ્મા

ચાર વાગ્યાની. શ્રીએ ફઇબા અને રત્નગૌરીને કાશી પાવા સંચો સળગાવ્યો ત્યારની જાગી ગઇ.

## દોલત

એટલે શ્રી ત્હારા પ્હેલાં ઉઠેલી ?

## પદ્મા

અ-ને ફઇબા રત્નગૌરી તો સુતાં જ નહીં હોય !

## દોલત

કેમ શું છે આ બધું ?

## પદ્મા

ત્હમને, મોટાભાઇ, કહેવાનું નહીં; અમે બૈરાં જ જાણિયે.

દોલત

ઓહો, ઓહોહો, કાલ સુધી તો ચણિયે કબ્જે ફરતી'તી ને એટલામાં મોટાં બૈરાં થઇ ગયાં ને શું ? ( તેના તરફ મીઠાશથી જોઇને ) હા રે પમ્મી, છ મહિનામાં લસરકો ઠીક લીધો છ, ઊંચાં ને ઘાટીલાં પણ થશો એમ હવે ખાતરી પડે છે. વારુ, હવે ત્હમે બૈરાં થયાં કની તો જુવો, ઘુમટો કહાડતાંક ને જાવ ન્હાસી, મ્હને મ્હારે વાંચવા દો.

પદ્મા

વાંચવું'તું તો ક્રિકેટ રમવા કેમ આવ્યા ?

દોલત

ક્રેપ્ટનથી ના પડાય ? મેં તો ઘણી બધી મેચો જાનેવારીની આખર સુધીમાં પતવી દેવા પ્રયત્ન કર્યો, પણ આ ફેરે એટલી હાઇસ્કૂલો હરીફાઇમાં ઉતરી કે બહુ લાંબું ચાલ્યું. વારુ, જા જા હવે, પાછી સુઇ જા, નહીં તો તું પણ ચોપડી લઇ આવ, વાંચવા માંડ.

પદ્મા

આજે વંચાય ? અમારાં કાળજાં ભાયડાઓના જેવાં નહીં તો ! (દીવાને ફુંક મારે છે.') સ્હવાર પણ આ પડી, ચોકમાં ઉજેસ તો જુવો !

શ્રીમતી

( ન્હાઇને આવતાં ) પમ્મીબા, લ્યો હવે ત્હમે જાવ. ( પ૦ ન્હાવા જાય છે. ) હાશ, જાણે ઉજાગરો હતો જ નહીં.

દોલત

શ્રી, ઉજાગરો કેમ ?

શ્રીમતી

પમ્મીએ ન કહ્યું ? બહુ પક્કી છે.

( નોકર ચાહ અને કાફી લાવી ટેબલ પર મુકે છે. રૂડકી તુરત દોહલું ગાયનું અને ભેંસનું દૂધ એક ઉપર એક તામડીમાં જુદું જુદું લાવે છે. )

### રૂડકી

( નોકર તામડીઓ લે છે એટલે છેડેથી છોડતી ) શ્રીબા, અલિયો આ જડિયું; માએ ઇલાબાને કા'વ્યુંસે કે ઇને ગહી ( ઘસી ) વા'લીબાને પાઇ દિયો; ઘડી અદઘડીમાં એક વાર ફરી પાવ; એટલે તરત ગણ !

### શ્રીમતી

( જડિયું નોકરને આપતી ) રૂડકી, તું જ આની સાથે ઉપર ઓરડા સુધી જા, બારણેથી ઇલાબાને કહે અને ખબર પૂછ.

જો માને ઇલાબા જેવું કહે તેવું રજે રજ કહેજે હો, નહીં તો ડોશી બિચારાં જાતે દોડયાં આવશે. ( રૂ૦ અને નોકર ઉપર જાય છે. દો૦ ચોપડી બંધ કરે છે. )

### શ્રીમતી

રાયજી, ત્હમને તો દૂધ પસંદ, ખરું ને ? ( તેને દૂધ કહાડી આપે છે, પોતે કાફી લે છે. ) કેમ ચોપડી બંધ કરી ? કંઇ મ્હને સમજાય એવી કવિતા સંભળાવો ને. જરા ગોઠતું નથી. બળી આ બૈયરની જાત ! વ્હાલી બ્હેન એ અઢી વાગ્યાનાં તરફડ તરફડ કરે છે. ને હજી તો કોણ જાણે કયારે....

### દોલત

આ જડી ઉપર કેમ મોકલી ? કોઇ દાક્તરણ નથી આવી ?

( પૂજારી ન્હાઇ આવીને ઓરડો ઉઘાડી પૂજા કરવા માંડે છે.)

### શ્રીમતી

પાંચ વાગ્યાની આવી છે. બિચારી પોતા થકી થાય છે તે બધું ય કરે છે. ઔની આયા અને રાવ સાહેબની જૂની સૂયાણી પણ છે. પણ

કોઇ શું કરે ? ચાલો, વાત ફેરવો; મનને એકદમ લાખસો ગાઉ આઘું ફેંકો જોઉં !–ઉઘાડો ચોપડી !

### દોલત

આ તો બીજગણિત છે.

### શ્રીમતી

તો મોંએ જ કંઈ સંભળાવો.

### દોલત

લાખસો ગાઉ આઘા જવું છે ? હા, હા. જુવો શ્રીમતી, ત્હમે વ્હાલી બ્હેન રત્નગૌરી આદિની ઉંમરે અમ કિશોરો, તદ્દન કુદરતી રીતે કુદરતી વાતાવરણમાં ઉછર્યા હઇયે, તો અમારી ભાવનાઓ કેવી હોય, તેની એક સુંદર ટુંકી કવિતા એક ઇંગ્રેજ કવિએ લખી છે. થોડા વર્ષ ઉપર આપણાં એક માસિકમાં તેના જેવી એક ગુજરાતી કવિતા પ્રકટ થઇ હતી, મૂલ કરતાં ય મ્હને લાગે છ કદાચ ચ્હડી જાય એવી. કઇ સંભળાવું–ઈંગ્રેજી કે ગુજરાતી ? (આ ભાષણના આરંભમાં મણિભાઇ દાદર ઉતરતા ઉતરતા–આ બેની વાતો સાંભળવાના કુતૂહલથી–દાદરને છેલ્લે પગથિયે અંધારામાં ખંચાય છે.)

### શ્રીમતી

ગુજરાતી.

### દોલત

વિષયનું નામ કવિએ "ભમતારામની કેડી" રાખ્યું છે. સાંભળો, બહુ લાંબી નથી.

( ઉધોર. )

૧

ઇચ્છું ચહું એક જ ખાસ,—
લહરીચળકથનગન પાસ,
માથે ગગનનો ઊજાસ,
એવી કેડીનો ઉલ્લાસ.
કેડી ભોમ ભમતી જાય,
મોટી, સૂક્ષ્મ, મધ્યમકાય,
નગરે ગામડે ફંટાય,
ત્રૂટે ને વળી સંધાય,
ઉતરે, ચ્હડે, ચક્કર ખાય,
વન રણુ ખેતરોમાં ધાય.
એવી કેડી વાંછું ખાસ,
પાસે સલિલ ખેલે રાસ,
શિર પર ગગનધુમ્મટહાસ,
રોમે ફરફરે ઉલ્લાસ !

## શ્રીમતી

વાહ ! રોમે રોમે મંદ મંદ પવનની ફરફર, એવો અર્થ કની !

## દોલત

હા. બીજી અને ત્રીજી કડી ચાર ચાર જ લીટીની છે.

૨

દિન દિન તેજ ઓજસ પૂર,
દિન દિન વાધવાનાં શૂર:
આંખે નવલ નવતમ નૂર
દિન દિન ભરે, પોષે ઊર.

૩

જ્યાં જ્યાં રાત, વાસો ત્યાંય
પ્હોળી પૃથાખોળા માંહ્ય :
આવે નીંદ પંખીન્યાય,
મટકે વ્હાણું આવી વાય !

## શ્રીમતી

એ। ત્તારી ! દિવસે વખ્ત જણાય નહીં કેમ જે આગળ આગળ આગળ વાધવાનો ઊજમ, અને રાત તે। કેવડી છે તે પંખી જાણે તે। હું જાણું !

## દોલત

બરાબર. જુવો હવે છેલ્લી કડી. પાછી પ્હેલીના જેટલી લાંબી છે, પણ સુંદરતાની હદ કરી છે, અને આખી કવિતામાં બેહદ ઉંચાઇ અને અગાધ ઉંડાણ આવી જાય છે.

૪

કદિકે કૌમુદીનાં પૂર,
ઝાજરમાન કોમલનૂર,
, કદિ નક્ષત્ર, કદિ અંધાર,
ઝઝુમી સરે જલ મોઝાર :
ઉંડાં ગયથી જે પાતાલ,
ઊંચાં વ્યોમ જે નભપાર,
— બંને તણા તાજુબ તાર
વિશ્વે રણઝણે તે વાર.
જિગરે સરે એ કંઇ સૂર,
— કંઇ શા સમંન્ત સુદૂર !
ઇચ્છું ચહું વાંછું એહ
કેડી ભોમ ભમતી તેહ;
ને જે વ્યોમ જે પાતાલ
ભોમે, દાખવે કંઇ જેહ.

**શ્રીમતી**

જાજરમાન અને કોમલનૂર ?

**દોલત**

ના, કૌમુદી કોમલનૂર તો સદા ય, ચૈત્રી કે માણેકઠારી પૂનમની અતિ જાજરમાન હોય, ત્યારે પણ કોમલનૂર. એ આકાશપૃથ્વીનો દેખાવ, મોટી નદી વિશાળ તળાવ કે જમીન બે તરફ થોડે સુધી દેખાતી હોય એવા દરિયાકાંઠામાં એ આકાશપૃથ્વીના પ્રતિબિમ્બનો દેખાવ, તેમ એ બે મળતાં જે અપૂર્વ આખો દેખાવ બની રહે, જે બેમાંથી એકેમાં નહીં એવું અવર્ણનીય રૂપ ધરે, અને જોનારનાં હૃદયકલ્પનાને અજબ સ્ફુરણ છાંટે-સીંચે..., જે પૂરેપૂરાં ગ્રહણ કરવા આપણે સમર્થ નથી જ....

**શ્રીમતી**

બસ, બસ, રાયજી, જાણે આખી કવિતા મોંએ કરી ફરીફરીને બોલ્યા જ કરિયે : છંદ, પ્રાસ, શબ્દ, અર્થ,–બધું જુગતે જુગતું હોય ત્યારે જ કલ્પના ધુણી ઉઠે—

**મણિભાઇ**

( આગળ આવી ) વાહ, **શ્રી**, તું પણ જાણે છોકરો રતો ! ( દો૦ ઉભો થાય છે, મ૦ તેની ખુરસીએ બેસે છે, પણ દો૦ને પાસે ટેબલ ઉપર જ બેસાડે છે ) દોલત, કિશોરાવસ્થા ક્ષણિક, ઉષા કે સંધ્યા જેવી,– દિવસ કે રાતના જેવી યુવાવસ્થા વૃદ્ધાવસ્થાનો પૂર્વરંગ, તેની ભાવનાઓને અમરત્વ આપે એવો કલ્પનાવ્યાપાર આદરણીય ખરો ? એથી ઉર પોષાય કે તે ઉલટું નબળું પડતું જાય ?

**દોલત**

જી, વ્યક્તિજીવનની દષ્ટિએ કિશોરાવસ્થા ભલે ક્ષણિક હોય, પણ ઇતિહાસદષ્ટિએ ? પ્રજાજીવનની દષ્ટિએ ? કોઇ પણ જીવન્ત પ્રજામાં

કેટલાક મહાપુરુષો કિશોરાવસ્થાના જ ધ્રુવ તારાઓ જેવા ઝમાને ઝમાને નથી થતા ?

મણિભાઇ

દાખલા આપ જોઉં ?

દોલત

આપણા દધીચિ, અત્રિ, ચ્યવન, અગસ્ત્ય, પરશુરામ; યુરોપના યુલીસિસ, એલેકઝાંડર, પેરેસેલ્સસ, લીઓનાર્દો દા વિન્ચી, કોલમ્બસ; અર્વાચીન કાલના લિવિંગ્સ્ટન, નેન્સન, સ્વેન હેડિન, ઉત્તર–દક્ષિણ ધ્રુવ સુધીની અતિસાહસિક સફરો ખેડનારા. આ એવરેસ્ટના માથા ઉપર ટપલી મારવાના મહાકૌતુક વાળા....

મણિભાઇ

બેશક, ત્હારું દૃષ્ટિબિન્દુ પણ વિચારવા જેવું ખરું. પણ, પણ,– ચિંતાતુર વખતનું ખરું ઓસડ ફિલસુફી કે કવિતા નહીં, પણ રમત ! ચાલો, ઉઠો, દિવસ ઉગી ગયો છ અને આ પદ્માબ્હેન પણ આવી, આપણે ચારે બેડમિન્ટન રમિયે. દોલત ત્હારે આજ બાર વાગ્યાથી મેચ છે તો હાથ પણ જરા છૂટો કરવો જોઇયે. અને વીશ–ત્રીશ મિનિટ કયાં જાય છે તે જણાશે પણ નહીં !

( **શ્રી**૦ **પ**૦ જાળી, બેટ, અને શટલકોક (shuttlecock) લાવે છે. **દો**૦ જાળી બાંધે છે. **મ**૦ અને **શ્રી**૦, **દો**૦ અને **પ**૦, એમ સામસામાં રમે છે. દરમિયાન **રાવ સાહેબ** આવી ન્હાવા જાય છે. એક દાવ પૂરો થતાં પગી આગલી હવેલીને દરવાજેથી ટપાલ લાવી **મ**૦ ને આપે છે. ત્યાં ઉત્તમ આવી ટેબલે ચાહ પીતો હતો તે પૂરી કરી ચાહનો સરંજામ પાછો રસોડામાં મોકલી દે છે. **ઉ**૦ ને પોતાનું બેટ આપી, **મ**૦ ટપાલ વાંચવા પાછા ખુરસીએ બેસે છે. **ઉ**૦ અને **પ**૦, **દો**૦ અને **શ્રી**૦ એમ બીજો દાવ માંડે છે. )

મણિભાઇ

લે, ઉત્તમ, આ ત્હારો કાગળ; મુંબાઇનો છે એટલો કુંચન ભાઇનો હશે.

ઉત્તમ

( હોડી લઇ જાય છે; રમતાં રમતાં જ વાંચીને મોટેથી ) હા જી, મઝામાં છે. પરીક્ષાને હજી વાર છે અને એમણે તો દરેક વિષય પૂરેપૂરો તૈયાર કરી લીધો છે. ગઇ ફેરા પણ કોણ જાણે કેમ બે જ માર્ક માટે રહી ગયા.

( મ૦ ઉપર જાય છે. થોડી વારમાં જ ઉપર કોઇ થાળી વગાડે છે અને રૂડકી દોડતી આવે છે. )

રૂડકી

શ્રીબા, વધાઇ ! વધાઇ ! વધાઇ !

( રમત મુકી દઇ સૌ એના તરફ ધસી આવે છે. રાવ સાહેબ ન્હાઇને નીકળતા )

રાવસાહેબ:

પણ શેની તે તો બોલ રૂડી, કે જેવાં ત્હારાં ઢોર તેવી તું પણ ?

રૂડકી

ગગીની વધાઇ કોઇ મલકમાં હોય નહીં; ગગાની જ હોય ! ( રાવ સાહેબ પાંચ રૂપિયા અછૂતા રહીને જ આપે છે તે લઇ આઘેથી જ દુઃખડાં લેતી ) ઘણું જીવો,–પણ મ્હારી ગાભેંશુંને ય આજ ગળ્યાં કરાવો, બાપા !

રાવસાહેબ

ચાલ, ગૌશાળામાં જ જઇયે, ને તું કહીશ એમ કરીશું. વ્હાલી-બ્હેનને કેમ છે, રૂડકી ? ( મ૦ પાછા નીચે આવે છે. )

રૂડકી

એ એ ભીડભાજનના પરતાપ, બાપા ! થાકી ગિયાંસ, બાકી રતિ ભારે ક્હેર સે નહી;

શ્રીમતી–પદ્મા

હાશ ! રૂડકી, તું ઓરડામાં ગઈ તી ?

રૂડકી

હં–અં ! જડિયું મેં જ ગહીઇને પાયું. હાલો, બાપા. ( શ્રી૦ અને ૫૦ ગૌશાળામાં જાય છે. બ્હારથી એક બ્રાહ્મણી આવે છે.

બ્રાહ્મણી

શ્રીબ્હેન, ઇલાબા પૂજામાં છે ? લ્યો આ પતાસાં. ઇલાબાને કહેજો અમલનેરથી કાગળ આવ્યો છે અને મોતીગૌરીના ઠાકોરલાલનાં સગપણ શિવગંગાની મોટી લીલાવતી વેરે નકી થયાં છે ( શ્રી૦ અને ૫૦ પતાસાં લે છે. )

મણિભાઇ

બધે ફરી રહો, ગોરાણી, એટલે પાછાં અહીં આવજો. બીજી એક વધાઇ નાતમાં વ્હેંચવાની છે.

બ્રાહ્મણી

હા, જી. પણ શુભ સમાચાર તો સૌને ( ચપટી વગાડતી ) ચપટીમાં પ્હોંચાડવાના હોય. હમણાં જ મ્હારી ઉજમને એને ઘેરથી અહીં મોકલતી જાઉં છું. [ જાય છે. ]

મણિભાઇ

ઠાકોરલાલ તો અહીં કોલેજમાં ભણે છે તે હશે, માકુભાઇ દિવાનનો પુત્ર. લીલાવતી કોણ ?

શ્રીમતી

પમ્મીબાનાં એમની શેરીનાં બ્હેનપણી હશે.

પદ્મા

હેં ? હા, હા. ( વિચારમાં પડી જાય છે. મ૦ ખુરસીએ બેસી કંઇ લખવા માંડે છે. )

દોલત

( હસતો ) કેમ રે પદ્મા, બાને એમ જ થતું હશે કે એ સંધાઇ ગઇ, અને તું રહી ગઇ, ખરું કે ! ( પ૦ નીચું ઘાલે છે. )

મણિભાઇ

( લખતા લખતા ) હા, દોલત, લાંબો લાંબો કાગળ પણ છે. વાંચવો છે, પમ્મા ? ( પ૦ શરમાઇને ઉપર જતી રહેવા દાદર તરફ જાય છે. ત્યાં સામેથી રત્નગૌરી બે હાથ પર સુંદર ન્હાની માચી અને તેમાં લપેટેલું કંઇ લઇને હસતી હસતી ઉતરે છે એટલે તેની જોડે પાછી વળે છે. )

રત્નગૌરી

લ્યો, શ્રી બ્હેન, પદ્મા, દોલતભાઇ, મીઠી નજર નાખો—પણ આઘેથી હો ! રાવ સાહેબ ક્યાં ? ( ઉ૦ કમાન સુધી બુમ પાડવા જઇ તેમને આવતા જ જોઇ પાછો વળે છે. ) શો ફૂટડો છે ? ને કાંડાં ને નળા તો જુવો ! સુવર્ણાભાભી બિચારાં શોષાઇ ગયાં તે લેખાસર. લ્યો સૌ જોઇ લ્યો. ઇલાબા કહે મિનિટ બતાવી આવ.

મણિભાઇ

( રાવ સાહેબ આવ્યા છે તેમને ) રાવ સાહેબ, આ તાર, અજબરાયજીને ત્હમારા નામથી લખ્યો છે, કોઇ જોડે મોકલાવી દઇયે.

ઉત્તમ

( રા૦ વાંચી લે છે એટલે ) લાવો, હું જ સાઇકલ ઉપર મુકી આવું.

મણિભાઇ

તું જતો હોય તો બીજો કંચનભાઇને પણ મુકજે.

ઉત્તમ

હા જી. [ જાય છે.

રત્નગૌરી

શું નામ પાડીશું, શ્રી બ્હેન ?

પદ્મા

કોઇ ત્હમે અને બીજાંને શું પૂછો છો ?

રત્નગૌરી

હું તો કહું છું, શ્રીબ્હેન તિદાડે સુવર્ણભાભીની મેડીમાં આવ્યાં કની એમનાં શુભ પગલાંથી જ બધું વાતાવરણ ફરી ગયું, ભાભીની તબિયતે સુધરતી જ ગઇ, અ–ને આજ આ રૂડો દિવસ ઉગ્યો એટલે મ્હને આનું એક જ નામ સુઝે છે.

શ્રીમતી–પદ્મા

શું વારૂ ?

રત્નગૌરી

શ્રીપતિ ! ( પૂજાના ઓરડામાંથી પૂજારી એક હાથમાં ન્હાના ત્રાંબાના યજ્ઞકુંડમાં વૈશ્વદેવ અને બીજા હાથમાં રૂપાની તાસકમાં કંકુવાળાં અક્ષત લઇને નીકળે છે. )

શ્રીમતી

શું ? (ઘેલી જેવી બાળક સામે ચાળા કરતી હાથ ઉગામતી અને નાચતી) શ્રીપતિ ! આ મ્હારો પતિ ? લુચ્ચો કઉં નો ! પમ્મી, બાપા, હું આંખો કહાડું છ હાથ ઉગામું છ અને આ મ્હારી છરી લટ કરકરે છ

તે મલકાય છ હેવો, જુવો તો ! જા, જા,—શ્રીપતિ થનાર ન દીઠા ! મ્હારા પતિ તો કની શ્રીમતીપતિ, તું–શ્રીપતિ–નહીં, સાત ભવમાં ય નહીં, સમઝયો ! ( બધાં હસે છે. )

### મણિભાઇ

વારુ હવે, થેલાઇ બસ કર. સૌ જરા આગ્રાં ખસો, લ્યો વૈશ્વદેવનાં આસકા, અને આ અવનવા આસ્તિકને ય પ્હેલી જ વાર લેવા દ્યો. ( પૂજારી પાત્ર અને તાસક ટેબલ ઉપર મુકે છે. મ૦ પાત્ર લઇ માચીની તળે ઉપર અને આસપાસ ફેરવે છે. પછી સૌ આસકા લે છે. મ૦ પાત્ર મુકી તાસક લઇ, થોડા થોડા અક્ષત ચારે દિશામાં છાંટે છે, મુકી દે છે. ) શ્રીપતિ નામ મઝેનું છે. ( તાસકમાંથી ફરી અક્ષત લે છેઃ એમનું જોઇ સૌ લે છે. અક્ષત માચી ઉપર છાંટતા–) स्वागतं ते श्रीपते !

### સૌ

( અક્ષત છાંટતાં–) स्वागतं !

### રાવ સાહેબ

ચાલો હવે, શ્રી, પદ્મા, નિત્યપાઠ સાંભરે છ કે એવો જ ?— બોલો મ્હારી જોડે કૌસલ્યાજીને ભગવાને સ્વયંબોધ દીધેલો–જે આ બાલક, કોઇ પણ બાલક, માત્ર બાલક નથી ભગવાનનું બાલવિરાટ રૂપ પણ છે. ઝીણું ઝીણું બોલો, જો શોરબકોર ન થઇ જાય. ( ર૦ અને પૂજારીને સાન કરે છે એટલે ર૦ માચી અને બાળકને જેમ લાવી હતી તેમ પાછી ઉપર લઇ જાય છે. પૂજારી પાત્રો સાથે પાછો પૂજાના ઓરડામાં જાય છે.

### રાવસાહેબ, શ્રીમતી અને પદ્મા

( વચ્ચે વચ્ચે દોલત અને મણિભાઈ પણ બોલવા લાગે છે )

**“ प्रेममगन कौसल्या निशिदिन जात न जान।**
**सुतसनेहवश मात सब बालचरित करि गान ॥२२६॥×**

---

× तुलसीरामायण—बालकांड.

एक बार जननी अन्हवाए करि शृंगार पलना पौढाए ॥
निज कुल इष्टदेव भगवाना पूजा हेतु कीन्ह पकवाना ॥
करि पूजा नैवेद्य चढावा आपु गई जहँ पाक बनावा ॥
बहुरि मातु तहँवा चलि आई भोजन करत दोख रघुराई ॥
गइ जननी शिशुपह भयभीता देखा बाल तहाँ पुनि सूता ॥
बहुरि आइ देखा सुत सोई हृदयकंप मन धीर न होई ॥
इहाँ वहाँ दुइ बालक देखा मतिभ्रम मोरि कि आन बिशेखा॥
देखि राम जननी अकुलानी प्रभु हँसिदीन्ह मधुर मुसुकानी॥

**दिखरावा मातहि निज अद्भुत रूप अखंड ।**
**रोम रोम प्रति राजहिं कोटि कोटि ब्रह्मंड ॥ २२७ ॥**

अगनित रविशशिशिवचतुरानन बहु गिरिसरितसिंधुमहिकानन
काल कर्मगुण ज्ञान स्वभाऊ सो देखा जो सुना न काऊ ॥
देखी माया सबबिधि गाढी अतिसभीत जोडे कर ठाढी ॥
देखा जीव नचावै जाही देखी भक्ति जु छोरै ताही ॥
तनु पुलकित मुख वचन न आवा नयन मूंदि चरणन शिरनावा॥
विस्मयवंत देखि महतारी भये बहुरि शिशुरूप खरारी ॥
अस्तुति करि न जाइ भय माना जगतपिता मैं सुतकरिजाना॥
हरिजननिहिं बहुविधि समुझाई यहजनि कतहुँ कहसि सुनुभाई॥

**बार बार कौसल्या बिनय करै कर जोरि ।**
**अब जनि कबहूँ ब्यापई प्रभु मोहिं माया तोरि ॥२२८॥**

## શ્રીમતી

રાવ સાહેબ, બાપા, મ્હને તો કની જાણે આજ હરખ માતો નથી. પાંખો હોય ને તો એક વાર આખા ગગનનું ચક્કર મારી આવું એમ થાય છે–હસતી હસતી જાઉં અને પંખપંખેરુ વાદળાં સૌને ખડખડ ખડ હસાવતી આવું ! હવે શું કરીશું ?–હા, પદ્મા, પાંચપંદર છોકરીઓનેભેગી કરીને નાચ, ગરબો, કે રાસ કરિયે જો !—રાવ સાહેબ, છોકરીઓને લ્હાણીમાં આપવા જેવું કંઈ ઘરમાંથી નીકળશે ખરું કની ?

રાવ સાહેબ

તું કહેશે, શ્રી, તે મંગાવી લઇશું; એમાં કેટલી વાર ? (મોટેથી) રૂડી, રૂડકી ! (રૂ૦ ગૌશાળામાંથી દોડતી આવે છે તેને) શેરીમાંથી જા તો, પાંચસાત ઘરની છોકરીઓને બોલાવી લાવ. જો વાર ન થાય,—નહીં તો આ આપણાં શ્રીબ્હેન પંખિણી થઇને જશે ઉડી. (રૂ૦ જવા માંડે છે તેને) જો, શું કહીશ, ધલાબા બોલાવે છે એમ કહે જે હો! (રૂ૦ જાય છે. રાવ સાહેબ પણ પૂજા કરવા ઓરડામાં જાય છે. મ૦ પાછા બેસી હાથમાંની ટપાલમાંના સરકારી કાગળો વાંચવા માંડે છે. )

શ્રીમતી

પુષ્પીબા શું કરીશું ? (પુ૦ દો૦ સામે જુવે છે.)

દોલત

નાચ તો શીરીન વગર ફાવે નહીં, વળી આ જૂના રિવાજના પડો-શમાં હોય જ નહીં. ગરબા રાતે દીપે. રાસ જમાવો. (ઇ૦ ઉપરથી આવી ખુરસી ઉપર હાથમાંનો કાગળ વાંચતી વાંચતી બેસે છે.)

શ્રીમતી

કયો વારુ ?

દોલત

પેલો—"સાત વારનો;" ટુંકો, સ્હેલો, અને વળી બંધબેસતો.

પુષ્પા

હા, હા, એ જ.

ઈલાવતી

પદ્મા, દોલત, જરા જુવો તો, આ લક્ષ્મી ભાભી શું ને શું લખી ગયાં છ !

દોલત

(વાંચતો) બા લખે છે, "બારસોની પદ્ધણ સંભળાય છે. એટલામાં જ આવો સારો વર મલી સક્સે એમ સપને બી ન્હોતું ધાર્યું" અને આ દાદીમા પણ લખાવે છે,–"પદ્માને હવે વધારે વાર નિસાળે રાખી રામ-ગોવાળિયો નથી થઇ જવા દેવી. એને પાછી અહીં મોકલી દ્યો. અમે જાણ્યું ત્હમે અમારું એક કામ કરી આપસો. પણ ત્હમને તો બાળક હતાં ત્યારે ય તે ધીરજ જાણે સતજુગના વારાની, જે કાળમાં હજાર હજાર વરસનાં આયખાં હતાં: ને આ ત્હમારી માસીને તો હવે ભગવાન ઉપાડી લે કની તો આવતો સિયાળો બી જોવો નથી...."

કેમ, પદ્મા, પાછા અસલનેર આવવું છ ને, ચાલ મ્હારી જોડે જ, પરમ દિવસ.

પદ્મા

(રડવા જેવી) શું મોટાભાઇ ત્હમે પણ !–ત્હમે જે કહેશો તે કરીશું સ્તો: ત્હમે ગોવાળ થઇને તાણી જશો તો મોટા ભાઇ છો, કંઇ ના કહેવાશે –વાછડીની પેઠે તણાતાં તણાતાં ય આવીશું સ્તો !

ઇલાબા, ઇલાબા, મ્હારે જવાનું જ ? છેલ્લે સરવાળે એ જ હતું તો મ્હને ત્યાં જ રહેવા દેવી'તી ને ! (હુસકાં રોકી શકતી નથી.)

મણિભાઈ

(તેને પોતા પાસે લઇ વાંસે હાથ ફેરવતા) ના પમ્મી, આમ આકળી ન થા. ઇલાએ ત્હને આણી તે હવે જવાનું જ નહીં. (બ્રાહ્મણીની છોકરી ઊંજમ આવે છે તેને જોઇ) બોલો, ઇલા; બિચારીને ટટળાવો નહીં.

### ઇલાવતી

ઊજમ, જો નાતમાં પતાસાં વ્હેંચી આવ, કે આપણા રમણભાઇનાં સગપણ નક્કી થયાં છે. (પદ્મા અજબ થાય છે, પછી તુરત આવીને ઇલાબાના ખોળામાં મોં સંતાડી દે છે.)

### ઊજમ

કોની વેરે કહું, ઇલાબા?

### ઇલાવતી

અસલનેરમાં મ્હારાં માશીબા ધનકોર ડોશી ખરાં ને, તેમના લક્ષ્મી-રામભાઇની મોટી આ પદ્માવતી વેરે.

### મણિભાઇ

લે આ ચિટ્ઠી લેતી જા; ખૂણા ઉપર રંગિલ સુખડિયાની દુકાને આપી પતાસાં તોળાવી લેજે. [ ઊજમ જાય છે.

### શ્રીમતી

(પ૦ ને ખેંચી લઇ ભેટતી અને ચૂમી લેતી) જો પમ્મી હું ન્હોતી કહેતી કે ઇલાબા તો ઇલાબા જ છે. ચાલ હવે રાસ રમિયે. હવે તો બંને આંખે હસતાં હસતાં રમાશે કની, કે હજી એક આંખે આંસુ આવશે? (પ૦ દોડી ન્હાવાના ઓરડામાં જઇ મોં ધોઇ પાછી આવે છે. રૂડકી અને તેની જોડે આઠદશ છોકરીઓ આવે છે.)

### મણિભાઇ

ચાલો, દોલત, આપણે કાગળો લખિયે: ત્હારાં બા દાદીમાને ઇલાને નામે તું જ લખીશ ને?–ઇલા, ત્હમારે ઉઠવું નથી?

ઈલાવતી

(સસ્મિત) ના રે, બધું ઈશ્વરકૃપાથી સમેસમું ઉતર્યું તે મ્હને થાક ઉંઘ કશું જ જણાતું નથી. આ રાસ થઇ રહેશે એટલે ન્હાઇ પૂજામાં બેસીશ.

દોલત

(મં૦ સાથે આગલી હવેલી તરફ જતો જતો પાછું જોઇ) પણ, પમ્મીબા, આમાં વાછડીન્યાય કોનો થયો વારુ-ત્હમારો કે ત્હમારા રમણભાઇનો ?

શ્રીમતી

(મોટેથી) જાવ જાવ હવેઃ ખબરદાર જો મ્હારાં મોટાંભાભીની મજાક કરી તો !

પદ્મા

(દોડતી પાછળ આવીને દો૦ ને જ) મોટાભાઇ, હું ત્હમારી જોડે જ ચાર દહાડા અમલનેર આવીશ-ઇલાબા રજા આપશે તો. કદાચ શ્રીબ્હેન પણ આવે. શીરીન્ તો અભ્યાસમાં મચી હશે ?

દોલત

(તેને જ) હા. પણ લવજી શેઠને પાછો રોગ ઉથળ્યો જણાય છે.

પદ્મા

હેં ! ત્યારે તો ઓપરેશન (operation) ?

દોલત

જે થાય તે ખરું.

### ઇલાવતી

ઊજમ, જો નાતમાં પતાસાં વ્હેંચી આવ, કે આપણા રમણભાઇનાં સગપણ નક્કી થયાં છે. (પદ્મા અજબ થાય છે, પછી તુરત આવીને ઇલાબાના ખોળામાં મોં સંતાડી દે છે.)

### ઊજમ

કોની વેરે કહું, ઇલાબા?

### ઇલાવતી

અમલનેરમાં મ્હારાં માશીબા ધનકોર ડોશી ખરાં ને, તેમના લક્ષ્મી-રામભાઇની મોટી આ પદ્માવતી વેરે.

### મણિભાઇ

લે આ ચિઠ્ઠી લેતી જા; ખૂણા ઉપર રંગિલા સુખડિયાની દુકાને આપી પતાસાં તોળાવી લેજે. [ઊજમ જાય છે.

### શ્રીમતી

(પ૦ ને ખેંચી લઇ ભેટતી અને ચૂમી લેતી) જો પમ્મી હું ન્હોતી કહેતી કે ઇલાબા તો ઇલાબા જ છે. ચાલ હવે રાસ રમિયે. હવે તો બંને આંખે હસતાં હસતાં રમાશે કની, કે હજી એક આંખે આંસુ આવશે? (પ૦ દોડી ન્હાવાના ઓરડામાં જઇ મોં ધોઇ પાછી આવે છે. રૂડકી અને તેની જોડે આઠદશ છોકરીઓ આવે છે.)

### મણિભાઇ

ચાલો, દોલત, આપણે કાગળો લખિયે: ત્હારાં આ દાદીમાને ઇલાને નામે તું જ લખીશ ને?–ઇલા, ત્હમારે ઉંઘવું નથી?

ઈલાવતી

(સસ્મિત) ના રે, બધું ઈશ્વરકૃપાથી સમેસમું ઉતર્યું તે મ્હને થાક ઉંઘ કશું જ જણાતું નથી. આ રાસ થઇ રહેશે એટલે ન્હાઇ પૂજામાં બેસીશ.

દોલત

(મ૦ સાથે આગલી હવેલી તરફ જતો જતો પાછું જોઇ) પણ, પમ્મીબા, આમાં વાછડીન્યાય કોનો થયો વારુ–ત્હમારો કે ત્હમારા રમણભાઇનો ?

શ્રીમતી

(મોટેથી) જાવ જાવ હવે: ખબરદાર જો મ્હારાં મોટાંભાભીની મજાક કરી તો !

પદ્મા

(દોડતી પાછળ આવીને દો૦ ને જ) મોટાભાઇ, હું ત્હમારી જોડે જ ચાર દહાડા અમલનેર આવીશ–ઇલાબા રજા આપશે તો. કદાચ શ્રીબ્હેન પણ આવે. શીરીન્ તો અભ્યાસમાં મચી હશે ?

દોલત

(તેને જ) હા. પણ લવજી શેઠને પાછો રોગ ઉભળ્યો જણાય છે.

પદ્મા

હેં ! ત્યારે તો ઓપરેશન (operation) ?

દોલત

જે થાય તે ખરું.

( મં૦ અને દો૦ જાય છે. લીમડાનો ઓટલો અને પરસાળ એ બે વચ્ચે ખુરસી મુકીને ઇલાવતી બેસે છે. છોકરીઓ તેની આસપાસ રાસ રમે છે. શ્રી૦ અને પ૦ ગવડાવે છે તેમ રૂ૦ અને બીજી છોકરીઓ ઝીણું ઝીણું ગાય છે અને ખરીખોટી તાળીઓ પાડે છે. બહુ મોટા સૂર ન કહાડવા ઇ૦ વચ્ચે વચ્ચે ફરી-ફરીને છોકરીઓને ટોકે છે. )

## શ્રીમતી–પદ્મા

( પ૬ )

સખિ, સોમે ભરન્તી નીર, પાવનીએ તીર, તિહાં વાગી મીટડી;
તીરનીરે રહ્યો કરી સેં'લ, વરણાગી છેલ,–ઝબક વાગી મીઠડી !
સખિ બુધ કરે બધું સૂધ, પધાર્યા છ જોશીડા;
આલ્યાં લીધાં જ ફોફળપાન, રચ્યાં ભાળ લાલ, મુખે ભર્યા બૂક,
અહો શા હોંસીલા !
સખિ, ગુરુએ સોહાગસણગાર, ધરી વરમાળ, ફરકતી ચુંદડી;
ગાંઠે ગાંઠ, કરે કર રહોય, નખે નખ–વોય !–વળી વાગી મીટડી !
પેલી મીઠી મીટડી.

સખિ શુક્રે રુવે મુજ માત, ચાંપી ઉર સાથ; વળાવે દીકરી:
વ્હડી મેડી તિહાં પેલી મીટ, વ્હલોવતી ચિત્ત,–અની ગઇ ઠિકરી !
સખિ, ઉગ્યા રવિના ભાણુ,–તારો કોઇ થાન ભૂલી રડે ભૂતલે;
આવો આવો મોઘેરા મેહમાન,–બતાવો શી લ્હાણુ છૂપી રાખી કર–તલે !
સખિ, પાંચ શુભાશુભ વાર, અશુભ બે ટાળ, પૂરે સાતવારિયે;
સુખદુઃખ ફુટે તેવાં સ્હેન,–કાંટા ફુલ, બ્હેન,–થતાં ભવ–વાડીએ.

( પડદો પડે છે. )



# પ્રવેશ ૧૨ મો

## ભાવિની ઝાંખી: સમાપ્તિ.

**સ્થલે:** મુંબાઇ. પાલવા બંદર પાસે દરિયા ઉપર આવી રહેલી દાક્તર લૅન્સેટિયાની ખાનગી ઇસ્પિતાલમાં પ્હેલે માળે દરિયા તરફ ઝરૂખા વાળા એક 'ફ્લૅટ (flat) નો ઝરૂખો.

**સમય:** બપોર પછી આશરે ત્રણ; જૂન માસના પ્રથમાર્ધમાં; પ્રવેશ ૧ લા થી ગણતાં લગભગ એક વર્ષે.

### પાત્રો:

લવજી શેઠ, **શીરીન**, રુસ્તમજી, બેહરામ, દોલત, રા. રા. મણિભાઇ સાહેબ, અને

દાક્તર **લૅન્સેટિયા**; એમ. ડી., એમ. એસ., મેમ્બર ફૉર ઇંડિયા ઑફ ધિ ઈન્ટર્નૅશનલ યૂનિયન ઑફ સર્જન્સ ઍન્ડ ડૉક્ટર્સ, વગેરે, વગેરે, વગેરે; માથું ઉઘાડું; પોષાક તદ્દન હાથવણાટની ખદ્દરનો પણ છેલ્લી ફૅશનના યુરોપીય ઘાટનો, બૂટ પણ ઉપલું ખદ્દરનું, તળિયું સૂતળી અને રબરનું; પાતળું એકવડું સામાન્ય ઉંચાઇનું શરીર; અતિ ચંચળ; મોં ઉપર અને આંખમાં સૌ આકર્ષાય એવું તેજ; મિલનસાર, પરગજુ.

### દાક્તર લૅન્સેટિયા

(દાક્તરી તપાસ પૂરી કરી ઉઠી લવજીને) લ્યો, મુરબ્બી, ખોદા મેહરબાન તો ગધા પેહલવાન. હવે ચારપાંચ દિવસમાં જ છૂટથી હરતા

ફરતા થઇ જસો જી, પછી દેવલાલીમાં મહિનો ભાઇબંધદોસ્તો સાથે રમતગમત સ્હેલસપાટામાં ગાલસો, કે ફરી પાછા હુતા તેવા જ ભરજુવાન!

પંચાવનસાઠ ટકા જસ મુને કહેવા દેસો આય મારા અવનવા બિરાદર દાક્તર રુસ્તમજી મોઝાંબીને ઘટે છે. સર્જન, દાક્તર, નર્સ અને દોસ્ત ચારે રીતે એવનની તારીફ જે કરું તે ઓછી. લંડન પારિસની જાણીતી ઇસ્પિતાલમાં નામીચા ઉસ્તાદોની તાલીમનો લાભ આપરા દેસના આવા ચાલાક ને સાથે ઠરેલ બી, ગરીબીમાં ઉછરેલા ને સાથે ખાનદાન બી, એવા વીણી કહાડેલા નવજુવાનોને મેલવી આપવો જોઇએ.

(રુ૦ અને શી૦ સાથે હાથ મેળવતો) સાહેબજી, સાહેબજી શીરીન માય, હવે હું રજા લેવસ.

(જાય છે. લિફ્ટને રસ્તે ચ્હડીને બેહરામશા, દોલત, અને રા. રા. મણિભાઇ સાહેબ આવે છે.)

## બેહરામ

પરિણામ હમણાં જ બ્હાર પડ્યું. કંચનભાઇ અને હુસેન તારો કરવા રોકાયા છે. શીરીન, આ તહમારા ગુરુમિત્રને એક નહીં બે ઇનામ, ભૂલ્યો, એક ઇનામ અને એક સ્કોલરશિપ, અને શીરીન તહમે બી પાસ! (તેને મુબારકબાદીની ચૂમી લે છે.)

## મણિભાઈ

રુસ્તમજી, ઇલા લખે છે, અમારાં મહારાણીનાં ખાસ બ્હેનપણી, સુકુટપુરનાં રાણીજી સપ્ટેંબરમાં વિલાયત સિધાવે છે, તેઓને પોતાની સાથે દાક્તર લઇ જવો છે;—

## રુસ્તમજી

બધો વખત એમની તેહનાતમાં આપવાનો?

## મણિભાઈ

ના, એમ હોય તો તહમે વધુ અભ્યાસના જિજ્ઞાસુને ન ફાવે. આ તો સાથે એક દાક્તર જોઇએ, તે દાક્તરીમાં કાબેલ તેમ ખાનદાની રીત-

ભાતના, કે પોતાના કાફલાને શોભાવે. બાકી રાણીજીની તબિયત સદા ય સત્તર આના હોય છે એટલે અઠવાડિયે બે વાર પા અર્દ્ધો કલાક એમને જરા તપાસી જોવાનાં, જરૂર હોય તો જ કંઇ દવા આપવાની; વળી એઓ જુદી જુદી પાયરીનાં જાણીતાં સ્ત્રીપુરુષોને અવારનવાર ખાણા નાસ્તો ચાહ વગેરે માટે ન્હોતરવાનાં શોખીન, એવા કેટલાક પ્રસંગોની વારી આવે તે સાચવવી પડે. હાલ તો બે વર્ષ માટે જવા ધારે છે. મોટાં કુંવરીબા ઇન્ટર પાસ થયાં છે તેમને હવે ત્યાંની કેળવણી આપવી છે. વચલા કુંવર પણ ઘણું કરીને સેન્ડહર્સ્ટમાં દાખલ થવાના છે. એ બે નાટક જલસા આદિમાં આથડે, તેમની જોડે કાફલામાંનાં માણસોએ વારાફરતી જવાનું યે સમાલી લેવું પડે; ફરજની ફરજ અને સ્હેલની સ્હેલ.

### લવજી

નહીં, નહી; મણિભાઇ, એ આય રાજારજવાડા તમુને ને ઇલાબાને ટેવાઇ રહ્યાં તે ફાવે. એ મોટા લોક છે તે છો રહ્યા એમના મહેલબંગલાઓમાંઃ બિચારી મૂગી હાલહવાલ વાલીવસીલા વિનાની રાંકડી રૈયતને લુંટીલુંટીને લખ્ખોકરોડોનું પાણી કરનારા !

વચલા કુંવર સાહેબમાં મારા હુસેનના જેટલી આવડ કુરતી કે લાયકી હોસે ખરી ? એ જનમિયા કુમારશ્રી તે સેન્ડહર્સ્ટમાં દાખલ થઇ સકે, અને હુસેન બિચારો રવડે ! સેન્ડહર્સ્ટમાં પૂરું ઉકાલીને બી અફસરી તો કરવાના નહીં.,..

નહીં શીરીન, હું તપી નથી ગિયો. પણ, મણિભાઇ, અમુને એવી કસી ગરજ નથી. રુસ્તમજી, તમારે વિલા'ત જવું જ હોય તો બોલો, બેલાસક, જેવો આય બેહલુ તેવા તમે, જરા જુદાઇ ન ગણુસો. વિલા'-તનાં તણચાર વરસના અરસામાં તમુને બહુ તો વરસના સાત હજાર વેર જોઇયે, એ જ કની ? આય દાક્તર લૅન્સેટિયા સારી વગ ધરાવે છ તે ઇસ્પિતાલ કે કોલેજ પસંદ કરીને ગોઠવણ માટે આજે જ તાર કરે, તમારી કોલેજના વડા બીજો તાર કરે, અને ગોઠવણ થઇ જતાં તમે સપ્ટેંબરમાં જ સિધારો, એ રાણીજી વાળી જ આગબોટમાં.

### બેહરામ

હાં, રુસ, આવા તો મ્હને બીજું બી કહ્યા કરે છ, પિરોજા માય બી કહે છ, પણ આય જુવાનિયા વાજાની છૂટના ઝમાનામાં—
( શીરીન આંખ કહાડે છે એટલે અટકી જાય છે. )

### દોલત

રુસ્તમજી. ત્હમે મ્હને કહ્યા કરો છ કે હું અતિ શરમાળ. પણ ત્હમે પોતે ત્યારે અતિ શરમાળ કે અતિ ટેકીલા તે મ્હને સમજ પડતી નથી. હું ધારતો'તો પરીક્ષાના પરિણામ પછી બોલશો. તે અવસરે ગયો. ઉપલે નંબરે પાસ થયા, મેડલ મેળવ્યો, કોલેજમાં લેક્ચરર તરીકે ગોઠવાયા, અને આ પ્હેલી તારીખથી સૂર્યકલા મિલમાંથી યે સારો પગાર શરુ થયો છ, તોપણ બોલ્યા નથી. હજી શી રાહ જુવો છ, વારુ ?

ગરીબીમાં તો હું પણ ઉછરું છું. પણ લવજી શેઠ લખેશરી તે એમના પૈસાના ઢગથી ત્હમારા જેવા ય દબાઇ જાય ! શાદી તો દિલ દિલનો મામલો—કે ત્હમારે શાદી કરવી જ નથી ?

### રુસ્તમજી

( ઉભો થઇ ) લવજી બાવા, મણિભાઇ સાહેબ, આય વછેરાઓ આય મુંબાઇગરી મોતરોમાં નવીસવી દોરાદોઓર કરી કરીને સો થનથનાટ મચવી રહ્યા છ ! ધારાં કામ સાહેબનાં ! દોલતરાય, પરિનામ પછી બીજે દા'ડે જ લવજી બાવા અહીં આયા, આય ઓપરેસન થયું, બધું સીધુંસમું પરવારિયા તો તો આજ સવારે જ કે ? એવન હવે દેવલાલી સિધારસે ત્યાં હું દર સનિ રવિ જવાનો હુતો જ અને ત્યાં પેલી તકે બોલતે જ.—પન, પન, અહીં આય મિનિતે બી પારકું કોઇ બી છે નહીં; અને મારે શાદી કરવી છ તો તે મારું મન જાને છ ને મારો ખોદા જાને છ, કે એક આય શીરીન સાથે જ, નહીંતો કદ્દી બી કરનાર નથી.

શીરીન, તમે હજુ બચ્ચું છો. મારા ગુનઅવગુન જુવો તે સાથે દાક્તરી ધંધામાં પડનાર માણસ પોતીકી જાતને, પોતાના ઘરખતલાને વરી પરણેલી ઓરતને બી કેવાં કફોડી હાલતમાં મુકી દે છ, તે બી જોજો. દાક્તર થિયો તેને તો ગોયા ધોબીના કૂતરાનો જ અવતાર થિયો સમજો, તે નહીં ઘરનો, નહીં ઘાટનો.

### શીરીન

હું બચ્ચું છું તે બચ્ચું જ રહેવા માગું છ. મારાં સુખદુઃખની આજ વેર બધી ફિકર બાવાએ રાખી; હ્માજથી–બાવાની રજા છે તો–એવણની

સાથે એ બધી ફિકર ( ઉભી થઇને ) હવે આય વળગાડું છ તમારી ડોકે, રુસ ! ( તેને બે ખભે બે હાથ મુકે છે. જરા સોડે જઇ ડોક તેના ખભાને અડીંગે છે. રુ૦ તેની કંમરે હાથ મુકે છે. તુરત છૂટાં પડી બંને લવજી અને મણિભાઇને પગે લાગી તેમના આશીર્વાદ લઇ પાછાં બેસે છે. )

### લવજી

ખોદા, ખોદા જેવો આય ખુશનુમા દરિયો સારી જહાંને, તેવી તારી રહમ માણુસની આખી ઝિંદગીને, વીંટી વળે છ ! રુસ, બેટા, દેવલાલીથી અમલનેર જઇને તુરત દોરાબજીની સગવડે લગન લઈસું અને પછી તારે વિલા'તનું નક્કી હોસે તો આય શીરીન બી ત્યાં બૈરીઓની કોલેજમાં દાખલ થસે. બેહલુ, બેટા તારો સો વિચાર છે ?

### બેહરામ

મારી બી. એસસી.ની પરીક્ષા પ્હોર થશે. કંચનભાઇ પણ આ સાલ વિલ્સનમાં મારી જોડે રહેવાના છે, ફર્સ્ટ બી. એસસી. થવાના છે,—

### દોલત—મણીભાઇ

અને પછી ?

### બેહરામ

પછી એ ખેતીવાડીની વ્યવહારુ અને શાસ્ત્રીય કેળવણી માટે વિલાયત જશે અને ત્યાંથી દુનિયામાં બી ઠેકઠેકાણે જોઇ આવશે. સરદેસાઇ અને રાવ સાહેબની જમીનો એકઠી મળીને ત્રણચાર આખાં ગામ થાય, ઉજળી વસતિથી છલકાતાં, અને વળી ખરાબો બી નહીં જેવો. એટલે કંચનભાઇ તો ખેડુત જ બનવા ચાહે છે, સુધરેલા વૈજ્ઞાનિક પ્રયોગખોર ખેડુત.

લવજી

પણુ તું પોતે સું કરવા ધારે છ?

બેહરામ

તમારા વિચારે વિચાર, બાવાજી. તમે રજા આપશો તો તમારી જોડે ધંધામાં દાખલ થઇશ, અને તમે રજા આપશો તો રુસ શીરીન કુંચનની પાછળ વિલાયત જઇને ઉદ્યોગ હુન્નરોમાંથી એત્રણનો કેમિસ્ટ (chemist) બનીશ. તમે સાત લાખ બચાવ્યા હશે, તો તેના જોર પર હું મારા ઝમાનામાં એક બે નવા પ્રયોગ લાગી જાય, તો સાત ત્રિ એકવીશ લાખ બી કમાઉં અને દેશમાં કરોડોના ઉદ્યોગનો ઉત્પાદક બનું: આમાંથી જેને સ્વાર્થ કહો તે મારો સ્વાર્થ, જેને પરમાર્થ કહો તે મારો પરમાર્થ; જેને પુરુષાર્થ ગણો તે મારો પુરુષાર્થ, અને નસીબ ગણો તે મારું નસીબ. લેકિન એ બધું તો, બાવાજી, કાચી જુવાનીના તોરનું રંગ-બરંગી ઝાંઝવાજલ બી હોય! ખરી નગદ વ્યવહારુ પાકા રંગની વાત એક જ: તમારી તબિયત પ્રમાણે તમારી સેવા કરવી, અને પુરુષાર્થ કરવો તે બી તમારા વિચાર તેમ તમારી સગવડને તાબે રહીને તમે રજા આપી શકો તે જ.

લવજી

ખોદા, ખોદા! શીરીનની માફક તું બી અધો જ ભાર મારી ઉપર નાખે છ. ધયડા તો નીચ, કુછંદી, એકલપેટા, ખારીલા, અને ટુંક નજરના બી હોય, બેહલુ.

વારુ; મણિભાઇ, આપણા રમણભાઇ સું કરવા માગે છ?

મણિભાઈ

ગરીબમાં ગરીબ હાલતનો જાત અનુભવ લેવો; સામાન્ય રીતે ગરીબીમાં જ રહેવું, અને હિંદી અને એશિયા ખંડની સંસ્કૃતિના વાંસાની

કરોડ રૂપ સંસ્કૃત, ફારસી, આરબી, ફિલસુફી છે, તે પ્રથમ કાશી–અલી-ગઢમાં રહીને તેના ઐતિહાસિક વિકાસમાં જોઇ લેવી; પરંતુ આ કાર્યને માટે પારિસબર્લિન આદિના પંડિતો અને પુસ્તકાલયો વગર ન જ ચાલે તો ત્યાં પણ જવું અને વર્ષો સુધી રહેવું.

### લવજી

બ્રંમચારી રહેવાના હોસે.

### મણિભાઇ

ના, જી. દારૂ ઉપર ખરો વિજય જેમ તે પીવાની દરેક અનુકૂલતા હોય છતાં ન પિયે, અગર કોઇ વાર તેવી સજ્જનોની સોબતમાં લિઝઝત ખાતર જરા પિયે પણ, તેમાં છે, કેવલ નિષેધમાં નથી; તેમ ખરું બ્રહ્મ-ચર્ય એમના મનથી ગૃહસ્થાશ્રમના સહધર્મચારમાં છે; અને અમારે માથે ભાર નાંખી દીધેલો હોવાથી અમે એમનાં સગપણ કર્યાં છે, આ દોલત-રાયની બ્હેન વેરે. લગ્નની ઉતાવળ નથી; પણ સાસૂસસરાને ઉતાવળ હશે તો તે બી રમણભાઇને ના નથી.

### લવજી

અને દોલતરાય, આય મારી શીરીનના તમે તો ગુરુ, દોસ્ત, અને સાથી; અસલનેરની હાઇસ્કૂલ જાણે તમો એનો માળો, જેમાં તમે બંને ખોદાની મેહરથી સાથે સાથે ઉછર્યા અને ખીલ્યાં; મુને તો છેક હમણાં વેર ખબર બી નહીં.–તમારો સો વિચાર છે, ભાઇ, તે અમે જાણવા લાયક ખરા ?

### દોલત

મ્હારો વિચાર !–મ્હારો વિચાર ? હા, દાક્તર રુસ્તમજીની માફક મ્હારે મ્હારો રસ્તો જાતે કરવાનો છે. એઓ તરી ઉતર્યા, હું હજી હવે ઝુકાવું છું. હાલ્ તો વિચાર એટલો જ કે યુનિવર્સિટી રૂપ પાવની મૈયામાં

પડું છું ને સામે પાર નીકળવું છે, વચ્ચે રહી જવું નથી. એક સ્કોલરશિપ યુનિવર્સિટીની મળશે, એક કોલેજની મળશે, ક્રિકેટર છું, આ રુસ્તમજીએ દોસ્ત દાવે શિખવ શિખવ કરેલું તેથી,–એટલે, આ સાલ એલ્ફિન્સ્ટનમાં દાખલ થઇ શકીશ. પ્હોરની વાત પ્હોર.

## મણિભાઇ

( સસ્મિત ) "કેડી ભોમ ભમતી જાય,"—તે વિલાયત સુધી નથી જતી ?

## શીરીન

જતી હોય, પણ દોલતભાઇ ઇન્ટર પાસ કર્યા અગાઉ તે તરફ જવું નકામું ગણે છે.

પણ દોલતભાઇ, તમે રુસને આજે સાણસામાં સપડાવ્યા, તો–ખૂનનો બદલો ફાંસી ! હવે હું તમુને સપડાવું. આખો જન્મારો મારા જેવી બ્હેનોથી નિભશે, કે "દિન દિન વાધવાનાં શૂર" માં સાથે કોઇ લાયક સહચરી હોય, તો બેવડું શૂર બી છૂટે ? "ઉંડાં ગયબી જે પાતાલ, ઊંચાં વ્યોમ જે નભપાર, બંનેના ત–આજુબ તાર"–સાથે દિલપસંદ જિગરના જિગર જેવી બેલડી હોય તો કદાચ જિગરે બેવડા સરે ખરા ? અમને બૈરીઓને રમકડાં કે બોજા કે બલા કે બહુ તો ભણાવવા લાયક નાનલી ચેલીઓ તોલે જ સદા ગણુસો, કે અમારામાંથી કોઇ એકને દિલના આરામ તરીક બી જોતાં સીખી સકસો ?

## રુસ્તમજી

અરે શીરીન, તમે તો બચ્ચું ને—?

## શીરીન

બાનાનું ને તમારું બચ્ચું, રુસ, પણ દોલતભાઇની તો હું મોટી બ્હેન, એવણુની ચેલી તો બી ઉંમરે મોટી તે મોટી. મારા જેવી આળસુ

રમતિયાળ દોલતભાઇ સ્કૂલમાં સાથે જ હતે નહીં તો કશું બી સીખી સકતે નહીં. સીખવાનો બી શોખ લાગવો જોઇયે, તે દોલતભાઇએ જ, બાવા, મુને ધીરે ધીરે ધીરે લગાડયો.

### દોલત

અને તેની ગુરુદક્ષિણામાં, શીરીન, મ્હારાં મોટી બ્હેન, ત્હમે હવે મ્હને–શું આપવા માગો છ?

### શીરીન

અમારી જોડે જ તમારાં બી લગન કરી દેવાની કોઇને ઉતાવળ નથી. લગન ભલે પન્નાબ્હેનનાં થાય તે વારે તમારાં કે તેથી બી મોડેથી, તમારા નિશ્ચય પ્રમાણે તમે એકવીસના થાવ ને પછી. પણ, દોલત, સામા માણસનો બી વિચાર કરવો પડે. તમે પાંચ વરસ રોકાવ, પણ...

### દોલત

એટલે? એટલે? ત્હમારા ઉપર કંઇ કાગળ હોવો જોઇયે. કોઇ દિવસ નહી અને આજે આટલું બધું શું છે જે?

### શીરીન

કાગળ બી છે, એકને બદલે બે. લ્યો આય વડોદરેથી પન્નાનો, અને આય અમલનેરથી તમારા બાવાનો. તમારું પરિણામ આવું આબાદ આવવું જોઇયે તે આપણે બેજ જાણતાં હુતાં, પણ સારું આવશે જ એ તો સૌને જાણીતું હુતું. એટલે આજે જ તમુને કહી કહાવી નક્કી કરી દેવાની મુને બંનેની ફરમાસ છે. જુવો. હું વિચારમાં હુતી, કે હું બચ્ચું, મારું આય કામનું ગજું નહીં. જુવો, કાકા સાહેબ, આ કાગળો.

### મણિભાઇ

(કાગળો દો૦ને આપતા) મ્હારા કાગળમાં પણ એ વાત છે દોલત, પૂરેપૂરી રાજીખુશીથી હા પાડી શક તો જ હા કહેજે;

બીજા વિચારમાં ન તણાઇશ. ઇલાના મનને જરા અધીર જેવું હોય એ કુદરતી છે.

શીરીન

બાવા, રુસ, બેહલુ, સૌ કહેવા લાગોને ! શ્રીબ્હેનનું સગપણ એમની નાતમાં બે ત્રણ વરસની અંદર કરવું જ પડે, આજ બી તે છે, પછી બી તે છે. દોલત, નાતની બ્હાર મકું કોઇ મ્હારા જેવી સખીને તો પરણવું નથી જ ને ?

દોલત

(હસતો) કદાપિ નહીં. નાતમાં, નાત એટલી હુંકી અને, છોકરીઓની ઉછેરમાં એવી તો બેદરકાર, કે શ્રીમતી જેવી બીજી કોઇ છે બી નહીં. પણ, પણ, શીરીન, એ તો મ્હારે ત્હારા ને પદ્મા જેવી, બ્હેન જ.

લવજી

એ તો, દોલત, સંજોગો ફરતાં ભાવ બી ફરે છ. અમારા લોકમાં એમ ઘણું બને છ.

દોલત

નાતમાં નહીં, તો બ્હાર પરણવું જ નથી. અને નાતમાં પણ સહચરી સખી બની શકે એવી બીજી કોઇ સંભવતી નથી. વારુ, શીરીન, રુસ્તમજીએ મ્હારી વકીલાતને જશ મળવા દીધો, તો મ્હારું અને શ્રીમતીનું ભાગ્ય ગાંઠવાનો જશ ત્હમે મેળવો.

જેમ રમણભાઇ અને પદ્મા, તેમ સાથે સાથે જ ઉછરીશું; એકબીજામાં કુદરતી રીતે ગુંથાઇ વણાઇ એક જ પોત બનીશું.

ઇલ્લાબા ગઇ સાલ આ જ અરસામાં અસલનેર આવ્યાં અને મેં એમને મ્હારી વકીલાત સોંપી ત્યારે મ્હને ખયાલ સરખો નહીં કે એઓ આમ બે છોકરાંમાંથી ચાર બનાવી લેવાનો જાદૂ કરશે. ખરે, ઇલ્લાબા તે ઇલ્લાબા !

### શીરીન

અરે ચાર કેમ ? શ્રી અને હું એક જ, એટલે મને ને રુસને પણ ઇલ્લાબાનાં જ ગણો.

દોલત, વારુ, એલ્ફિન્સ્ટનમાં રહેશો એટલે દેવલાલી પણ એકાદ રવિવાર આવશો. પણ વ્હેલા આવજો, હો, અમે જુલાઇની આખરે તો પાછાં અસલનેરવાસી !

બાવા, ઇલ્લાબા, શ્રી, પદ્મા, સુવર્ણા, કંચનભાઇ, અને રમણભાઇને પણ અવારનવાર દેવલાલી બોલાવું ને ? જમશેદના બાવાએ બંગલો એવો રોક્યો છ કે વીસ માણસ મી માઇ જાય.

### લવજી

જેમ માણસ વધુ, શીરીન, તેમ હસાહસ ને રમતગમત વધુ જામે. રુસ્તમ, દોરાબજી, આલાંમાય કે કોઇ આવી સકસે ખરાં ? હું કાગજ તો મોકલસ જ.

### રુસ્તમજી

હું બી બનતું લખસ, પન કોન જાણે. પન મુને એક બીજો વિચાર બી સુઝે છ. શીરીન, તમારી કાણી શ્રીમતી, અને પદ્મા ક્રિકેટ ખેલે ખરાં ? એક રવિવાર એલ્ફિન્સ્ટન, વિલ્સન, અને મેડિકલ કોલેજોમાંથી મલીને કોલેજિયન ખેલાડણોની જ એક મેચ જમાવિયે ! હું, બેહરામ, દોલત, અને હુસેન તમુને અગિયાર બારને જેમ થાકતાં જસો તેમ તેમ આઉત કરી દઇસું અને પછી તમે અમુને આઉત કરી જ નહી સકો !

શીરીન

વાહ, વાહ, એ બી મઝેનું. બાવા વરંડામાં આરામ ચેયર પરથી જોસે ને હસી હસીને જ થાકી જસે! પણ જો જો હોં, રૂસ, હાર ન ખાવ! કોલેજિયન ખેલાડણોમાં બધી જ અસ્મેધબ નહી આવે ને?
( મણિભાઇ સાહેબ અને દોલત જવા ઉઠે છે ત્યાં )

બેહરામ

બાવા, આજે તો પાંચ લાભ સાથે થયા; તમે ઓપરેશનમાંથી તદ્દન સાજા થઇ ઉઠયા; દોલત અને શીરીન પાસ થયાં; અને સંધાઇ બી ગિયાં.

લવજી

અને સૌથી મોટો છઠ્ઠો લાભ આખા દેશનો, છઠ્ઠો કહો કે પેહલો ગણો, પણ અગણિત જ લેખવાનો,—જો આય ગાજતો ને દોડતો આવે. જો, જો, આકાસ ને દરિયો તદ્દન ફરી ગિયાં. અહાહા! આય વીજની ઝબક તો જુવો! ચાલો, ચાલો, અંદર: મણિભાઇ, દોલત, જરા રોકાઇ જાવ તો સારું: ચોમાસાનો પેહલો વરસાદ જાણે અત્તર ધડી તુટી પડસે!
( પડદો પડે છે. )

સમાપ્ત.

# શુદ્ધિપત્રક.

(૧) પ્રવેશ ૧, ૨, અને ૬ ના પ્હેલા પાનાને મથાળે નાટકનું નામ છાપવું રહી ગયું છે તે ઉમેરી લેવું.

(૨) પ્રવેશ ૯ માં જ્યાં જ્યાં ભાષણકર્તાનું નામ **રાયજી** છપાયું છે ત્યાં ત્યાં **અજબરાય** વાંચવું.

(૩) પૃ. ૬૪—૬૫. દો૦ નું ભાષણ: **તેમાં સંગીન દેશસુધારો** એમ છે ત્યાં વાંચવું તેમાં સુધારકે પોતાના લાગતા વળગતા બંધુવર્ગને સાથે લઇને જ આગળ વધવામાં સાર છે, અને ખરો સંગીન દેશસુધારો...

(૪) બીજી અશુદ્ધિઓમાંથી મુખ્ય:—

| પૃ. | ભાષણ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫. | સૂ૦ નું ૨ જું | છે તો | છે કની તો |
| ,, | સૂ૦ નું ૩ જું | કહે છે કની | કહે છે ને |
| ૧૩ | લ૦ નું | તેવો જ | તેવો |
| ૧૪ | લ૦ નું ૧ લું | કલેથી ગે | કલે ગે |
| ૨૫ | દો૦ નું ૧ લું | દર સનીવારે | બીજે ત્રીજે |
| ૬૫ | દો૦ નું | એવાં સૂત્રો | એવાં એવાં સૂત્રો |
| ૮૧ | ૨૦ નું ૨ જું | કહેજો | કહે જો |
| ૯૩ | | માં સ્ટેજ તરફ | માં પ્રેક્ષકો તરફ |
| ,, | શ્રી૦ નું , | પાતલકુવા | પાતાલકુવા |
| ૧૧૪ | અ૦ નું ૨ જું | જ જવા | જવા જ |
| ૧૧૫ | કં૦ નું | એ એતો | એતો કની |
| ૧૨૩ | રા૦ નું ૨ જું | ખાતોકને ને | ખાતોક ને |
| ૧૨૭ | અ૦ નું ૧ લું | એ ત્તમારી | ઓ ત્તમારી |
| ૧૨૯ | સુ૦ નું | મૂકું | મકું |
| ૧૩૧ | શી૦ નું ૧ લું | બોલે | બોલો |
| ૧૩૭ | ૩૦ નું ૩ જું | કેમ | કાંય |
| ૧૬૬ | ૩૦ નું | તો તો | તો |



# ટિપ્પણ



## ૧ : ગદ્યપદ્યમ્

( નાટકનું અર્પણપત્ર અને પ્રસ્તાવનાનું પ્હેલું ભાષણ. )




વાગ્વ્યાપારના આ પ્રમાણેના પ્રકારોમાંથી ગદ્યપદ્યમ્ કેટલીક ભાષાઓમાં અશક્ય પણ ગુજરાતીમાં એ શક્ય અને કોઇ કોઇ વાર રચવા લાયક પણ છે, એ હું ધારું છું કે આ અર્પણપત્રનો દાખલો સિદ્ધ કરી બતાવે છે. એ અપર્ણને પ્રથમ ગદ્ય તરીકે વાંચવું: વાંચતાં વાંચતાં પકડાઇ જશે કે એ પદ્ય પણ છે. શબ્દાનુક્રમ એટલે

વાક્યરચનામાં ગદ્યને પ્રિય સીધી લીટી ક્વચિત્ છોડી છે, ત્યાં ત્યાં વાણી પ્રવાહની અર્થપોષકતામાં ઊણપ આવેલી જણાશે; પણ તે પદ્યત્વ પણ સાધવા માટે આવશ્યક છૂટ જેવી અને બહુ જ થોડી લીધેલી માલુમ પડે, તો આ દાખલો ગદ્યપદ્યમનો સારો નમૂનો હોવાનો દાવો કરી શકે. પદ્ય તરીકે વાંચતાં–પદ્યની દરેક પંક્તિ પૂરી થતાં ડબલ સ્પેસ છોડી છે તે ધ્યાનમાં રાખીને વાંચતાં વાણીપ્રવાહ અર્થાત્ અહીં પદ્યપ્રવાહની અર્થ-પોષકતામાં વધારે ઊણપ લાગશે, એટલે આ પદ્ય તો નામનું કે છેક ઉતરતી પંક્તિનું જ છે, એમ લાગ્યા વગર નહીં રહે, પદ્ય તરીકે આ માત્ર પદ્યત્વ સાચવેલું એવું પદ્ય છે એમ લાગ્યા વગર નહીં રહે. આ પ્રમાણેના ગુણદોષ જે લખાણની પ્રકૃતિમાં જ એવા સજડ હોય કે વાંચનારના લક્ષમાં આવ્યા વગર ન રહે, તે ગદ્યપદ્યમ્. અને વાગ્વ્યાપારનો એ પ્રકાર, જે ભાષાઓમાં શક્ય હોય તેમાં, અમુક સંજોગોમાં ઉચિત અને વળી કુદરતી છે, અથવા કુદરતી છે અને સંજોગને બંધબેસતો ગ્રથાયો હોય તો ઉચિત અને–પોતાના વર્ગમાં–સુંદર છે.

હાલ હરિગીતિયા અને બીજાં પદ્યાભાસી ( doggerel ) લખાણ ચીતરી ચીતરીને રાચનારા અને પોતાને કવિઓમાં ગણવવા ચાહનારા કવિપદેચ્છુ લેભાગુઓ ઘણા જણાય છે, તેવાઓને ઉપલું વર્ગીકરણ કે તેમાં ગદ્યપદ્યમ્‌નું સ્થાન સમઝવામાં ન આવે, અગર જેટલું સમઝાય તેથી તેઓ ઉલટા રક્તનેણ થઇ જાય,–તો તેમાં દોષ શાસ્ત્ર કે શાસ્ત્રીય દૃષ્ટિનો તો નથી જ.

## ૨ : મંગલાચરણ

પદના રાગ માટે જુવો રા. રા. ખરે પ્રકાશિત "આશ્રમભજનાવલિ" માં કબીરજીનું પદ–" ભજો રે ભૈયા રામ ગોવિંદ હરિ. "

સંગીતમાં કોમલતા વર્ણસગાઇ આદિ માટે વ નો બ, ણ નો ન, ડ નો ર, આદિ લખવા બોલવાનો વહીવટ જાણીતો છે.

નાટકારમ્ભે મંગલ સંગીતકાવ્યમાં નાટકનાં નામ, વિષય, પાત્રો, બનાવો, શૈલી, બોધ, આદિનાં–વળી ક્વચિત કર્તાના નામ આદિનાં–સૂચન સીધીઆડકતરી રીતે કરવાની આપણી પરમ્પરા છે: જૂનામાં જૂનાં સંસ્કૃત નાટકોમાં યે એવું જોવામાં આવે છે. આ પદમાં એ પ્રકારનાં જે કંઇ સૂચન હોય તે વાંચનારે જાતે વિચારી લેવાં.

( ૨ )

આ પ્રવેશમાં મુસલમાન એક અંગ્રેજી વાક્ય બોલે છે તેનો તરજુમો:—"આખી દુનિયામાં હિંદ જ એક એવો દેશ છે કે તેમાં આમિષાહારી પણ નર અને માદાના આમિષ વચ્ચે ભેદ ગણે છે; કેટલાંક પ્રાણીઓમાં હિંદવાસી નરનું આમિષ ખાશે, માદાનું હરામ ગણશે, બીજા કેટલાંકમાં એથી ઉલટો નિયમ પાળશે–માદાનું ખાશે, નરનું હરામ ગણશે : શી મૂર્ખતા !"

### ૫: "અસલનેરનાં નૂર"

### ( પ્રવેશ ૪ થો )

પ્રવેશમાં આની એક કડી જ આપી છે. આ નાચને કેટલો સમય આપવો તે નટચમૂ અને તે તે સ્થલ–દિવસના નાટકશાળામાં આવીને બેઠેલા પ્રેક્ષકો જાણે. વધુ સમય આપી શકાતો હોય એવા સંજોગોને માટે અહીં બીજી કડી આપું છું:—

૨

કુટુમ્બો જ્યાં ત્રણ પેઢીસંઘ
ભજે ભવયાત્રા તાપસઢંગ;
મહાજનની જ્યાં મીઠી આણ
ધરે શિર મજૂર શેઠ પ્રધાન;
શહેર આછાં જ્યાંના સાદાં કુદરત નૂર ભરેલ,
ગામ અસંખ્ય વિશે જ્યાં વિદ્યા–કસબ–કલાની રેલ,—
મનુનો મધપૂડો પ્રાચીન
સનાતન સાત્ત્વિક રસલયલીન: ગજ૦ હિંદુ૦ અમારા૦ ગજ૦

( ૧ લી કડી ) બાન=ગુલામ.

( ૨ જી કડી ): મહાજન–દરેક જાતની મજૂરી, દરેક જાતના ઉદ્યોગ, દરેક જાતના ધંધા, દરેક જાતના બજાર વા વ્હેપારનું એક એક મહાજન; એ સર્વ મહાજનોમાંથી આખા નગરનું એક મહાજન; નગરોનાં અને ગામડા-ગામડાની પંચાયતોમાંથી આખા રાજ્યનું રાજધાનિમાં સૌથી મોટું મહાજન. નંદકાળ અને બુદ્ધ–ગુપ્ત કાળમાં આપણા સૌથી વધારે બળવાન અને વિકસિત રાષ્ટ્રની–જેની રાજધાનિ પાટલિપુત્ર તેની–આવી કંઈક રચના હતી.

## ૬ : "ભ્રમતારામની કેદી"

### ( પ્રવેશ ૧૧ મો. )

જે ઉપરથી આ કાવ્ય સૂચિત થયું તે—R. L. Stevenson નું The Vagabond—અહીં આખું ઉતારું છું.

Give to me the li  I love,
Let the lave go by  e;
Give the jo''y heaven above,
And the byway  gl  me.
Bed in the bu  with stars to see,
Bread I dip in the river;—
There's the life for a man like me,
There's the life f  ever.
Let the blow fall s  or late,
Let what will be o'er me;
Give the face of earth around,
And the road before me.
Wealth I seek not, hope nor love,
Not a friend to know me;
All I seek, the heaven above,
And the road below me.
Or let autumn fall on me,
Where afield I linger;
Silencing the bird on tree,
Biting the blue finger.
White as meal the frosty field,—
Warm the fireside haven;—
Not to autumn will I yield,
Not to winter even!
Let the blow fall soon or late;
Let what will be o'er me;
Give the face of earth around,
And the road before me.
Wealth I ask not, hope nor love,
Not a friend to know me;
All I ask, the heaven above,
And the road below me.

" ભમતારામની કેડી " ની છેલ્લી કડીમાં 'મર્મર' શબ્દ ધ્વનિ-પ્રતિબિંબક ( onomatopoeic ) છે;સંસ્કૃતમાં પણ વપરાયલો છેઃ—
" तालीवनमर्मरेषु " (रघुवंश).

'તાજુબ' શબ્દનો પ્રવેશ ૧૨ મામાં આરબી ઉચ્ચાર કરીને શીરીન-" બંનેના ત–આજુબ તાર ", એમ પંક્તિ બોલે છે; પણ એ છોકર-વાદી ગણાય. શીરીન બોલે એમ મ્હારે લખવું પડે અને મેં લખ્યું છે,–પરંતુ ગુજરાતીમાં આપણે 'તાજુબ' શબ્દ વિશેષણ અને અવ્યય તરીકે વાપરિયે છ, તેમ આરબીમાં રૂઢિ નથી.

## ૭ : આ નાટકની ભાષા

ગુજરાતી ભાષામાં પ્રાન્તિક અને કોમી એમ બે પ્રકારના મોટા ભેદ છે; નાત નાતની બોલીના ફેર કોમી ભેદના વર્ગમાં આવી જાય. વળી દરેક પ્રાન્તિક કે કોમી ગુજરાતી બોલી પુરુષો અને સ્ત્રીઓ જરા જરા જુદી બોલે છે. આ પ્રમાણે વસ્તુસ્થિતિ છે, અને નાટકમાં–ખાસ કરીને આધુનિક સંસાર ચિત્રોનાં નાટકમાં--તેનું આછું ઝાંખું પણ પ્રતિબિમ્બ પડવું જોઇયે, કેમ કે નાટકમાં પાત્રોની ઉક્તિઓ બનતાં સુધી તેમની સામાન્ય બોલીને મળતી જોઇયે, તેનાથી છેક જુદી પડી જાય એવી તો નજ નિભે, નહીંતો–સાલ્લો ધોતિયાંની ઢબે પ્હેરેલો લાગી જાય !

આ ગુંચવણિયો કોયડો મેં અમુક રૂઢિઓ ( conventions ) પાળીને ઉકેલ્યો છે, તેમનું સ્વરૂપ અહિં ટુંકામાં જણાવવું પ્રાપ્ત થાય છે. મ્હારી ઉકેલણી જ યોગ્ય ગણાતી અને સર્વમાન્ય થવી જોઇયે એવો દાવો હું કરતો કે કરવા ઇચ્છતો જ નથી. પણ મ્હારી રૂઢિઓની રૂપરેખા જાણીને તેમની તુલના કરવા બેસે તે જ એમને ન્યાય આપી શકે.

શાળાઓમાં વંચાતી ચોપડીઓ અને ગુજરાતી ચોપડીઓ વર્તમાન પત્રો આદિ એકધારાં લખાણ લોકોની વધતી જતી સંખ્યા વત્તા ધ્યાનથી વાંચે છે, આગગાડી વગેરેની સુગમતાઓ વધતાં અને ધંધારોજગારનાં બહુતંતુ ગુંથણ પણ સાથે સાથે ફેલાતાં અને વધુ ધટ્ટ બનતાં દાયકે દાયકે જુદી જુદી કોમો અને જુદા જુદા પ્રાન્તોના લોક વધારે વધારે સેળભેળ થતા આવે છે, એટલે બોલીના ભેદો પણ ઉચ્ચ હિંદુ નાતોમાં ઘણા ઘસાઇ ગયા છે અને કાળે કરીને છેક ઘસાઇ જશે એમાં શક નથી. પ્રાન્તિક તેમ કોમી ભેદો અલબત્ નીચ વર્ણું હિંદુઓમાં જ વધુ રહ્યા છે અને ઉચ્

લાંબા કાલ સુધી ટકશે. સ્ત્રીકેળવણી આપણા ઇલાકામાં ઠીક ઠીક છે તે બીજા ઇલાકાઓ એમાં આપણા કરતાંય પાછળ છે, એટલા જ અર્થમાં. બાકી પુરુષકેળવણીને મુકાબલે એમાં હજી આઠમા કે બત્રીશમા ભાગનું પણ બળ નથી. સ્ત્રીકેળવણીમાં બળ આવતાં વાર લાગશે. એટલે સ્ત્રૈણ બોલીની ખાસિયતો કેટલીક તો કુદરતી તેથી કાયમી ગણિયે, તે ઉપરાંત આવા ઐતિહાસિક કારણને લીધે પણ હજી લાંબો કાળ ચાલ્યા કરવાની. સ્ત્રૈણ બોલીમાં પુરુષની બોલી કરતાં પ્રાંત્ય તેમ કોમી ઉચ્ચારણ શબ્દો અને પ્રયોગો વિશેષ હજી લાંબો કાળ ચાલ્યા કરશે. સૌથી વધારે મહત્ત્વની બાબત, હિંદુ–પારસી–મુસલમાન ગુજરાતીઓની બોલીમાંના ફરક. કેળવાયલા પારસી મુસલમાનોની બોલીમાંનો સદ્–અંશ,* તેઓ જે આરબી ફારસી-માંના પણ સાદા, નિશ્ચિતાર્થ, અને અસરકારક શબ્દો મોટા પ્રમાણમાં વાપરે છે તે છે. પારસી મુસલમાનોનું શિષ્ટ ગુજરાતી લખાણ હિંદુ અભ્યાસીઓ અને લેખકોએ વત્તા પ્રમાણમાં વાંચી તપાસી તેમાં પારંગત થઇને તેનો આ સદ્–અંશ તેમણે પોતાની બોલી અને લખાણમાં પણ વધતા જતા પ્રમાણમાં સ્વીકારી તેને કોમી મટાડીને સર્વમાન્ય સર્વગ્રાહ્ય બનાવી લેવો જોઇયે,–એ તત્ત્વ હું ઘણા કાળથી માનતો આવ્યો છું, કહેતો આવ્યો છું, અને મ્હારા લખાણના વિષયોના ગજા પ્રમાણે આચારમાં પણ પાળતો આવ્યો છું. આથી કરીને આ નાટકમાં પારસી પારસણોની બોલી જ લખવાનું માથે આવ્યું, એટલે આ તત્ત્વનો સ્વીકાર મ્હારી આ કૃતિની ઇમારતમાં ખુલ્લે ખુલ્લો પૂરેપૂરો દેખાઇ આવે, એ કુદરતી છે. ભૂતવર્તમાન અને ભાવિને અંગે હાલ પ્રવર્ત્તતાં બલોની વત્તીઓછી કલા જોતાં આ પ્રકારના કઇં કઇં સિદ્ધ અને ચિંત્ય વિચારોથી જાણ્યે અજાણ્યે પ્રેરાઇને આ નાટક લખતો ગયો તેમ મેં એમાંનાં જુદાં જુદાં પાત્રોની બોલી માટેની રૂઢિઓ ( convention ) યોજી છે, પાત્ર સાથે તદાકાર બની લખવાના ઝોકમાં યોજાઇ આવી છે, જે હવે વિશેષ લંબાણ ન કરતાં અહીં નોંધું છું.

---

* બીજો સદ્–અંશ, જે હવે તો લગભગ લુપ્ત થયા જેવો છે તે, એ બોલીમાં જળવાઇ રહેલા અતિ જૂના દેશ્ય અને જૂના અપભ્રષ્ટ શબ્દોનો છે. આનો એક દાખલો નોંધું. 'કોઠું' સોના અર્થમાં (સં० कोष्टृ ઉપરથી) પ્રેમાનંદમાં છે, પ્રેમાનંદ પછીના લેખકોમાં ઘણું કરીને નથી, તે પારસી બોલીમાં અને ભરૂચ સુરત નવસારીની (જૂના લાટ પ્રદેશની) પ્રાંતિક બોલીમાં હજી છે. 'કોઠું ન ર' એટલે મોંજ ન બતાવ, જરા ઉત્તેજન ન આપ.

રૂડકીની બોલી કેવલ-તળપદી-પ્રાંત્ય છે.

હુસેન, દોલસીયરા, મેરીની બોલી પારસીબોઉ છે.

લવજી, બેહરામ, શીરીન, પિરોજાની બોલી સારું ગુજરાતી ભણેલા અને ગુજરાતીઓના નિત્ય પરિચયવાળા મુંબઇ પૂનાના ચેપ વગરના-પારસીઓની બોલી છે. બેહરામશાની બોલી શિષ્ટ હિંદુ બોલીને સૌથી વધારે મળતી આવે એવી રાખી છે. રુસ્તમજીની બોલી મુંબાઇગરી પારસીશાઇ બોલી છે; ઠેકઠેકાણે ઇંગ્રેજી શબ્દો અને અશિષ્ટ ( slang ) પ્રયોગોનું જે મિશ્રણ મુંબાઇગરી પારસી બોલીનું મોટું કલંક છે-જે પારસી વર્તમાનપત્રો અને પારસી પારસણુ લેખકોમાં પણ ઘટવાનાં ચિહ્ન મ્હને તો જણાતાં નથી, તેમાંથી તો રુસ્તમજીને મેં બહુ ભાગે મુક્ત રાખ્યો છે, પણ પૂરેપૂરો કે નહીં તે વાંચનાર જાણે.

આ પારસી બોલીમાં આરબી ફારસીમાંથી આવેલા શબ્દોના પ્રમાણ ઉપરાંત, સામાન્ય રીતે જોડાક્ષર ઓછા, હકાર ઓછો, ણ નો ન, શષનો સ, ડ ળ નો ર લ, વગેરે ખાસિયતો જાણીતી હોવાથી તે સર્વની પૂરી યાદી અહીં આપવાની જરૂર જોતો નથી. વળી બધી ખાસિયતો દર્શાવવા હું ગયો જ નથી. પારસી પાત્રને મોંએ અસમ્ભવિત ન લાગી જાય એવી બોલી લખવી એ જ મ્હારી નીચી ધારણા: પારસીઓની બોલીના આબાદ પ્રતિબિમ્બોનું આ નાટકને સંગ્રહસ્થાન બનાવવું એ મ્હારો પ્રયાસ જ નહીં. એ વિશે જે અભ્યાસીને ખાસ કૌતુક હોય તેવાને માટે પારસી પારસણોને જ હાથે લખાયલાં સાહિત્યનું સાધન એ રહ્યું.

હિંદુ સ્ત્રીઓની બોલીમાં-મોટી ઉંમરની ઓછું ભણેલી અને જેમની બોલવાની ઢબ હાલનાં ઐક્ય વધારનારાં બળોની જમાવટ પ્હેલાં બંધાઇ ગયેલી તેમનામાં શ ષ સ સર્વ સ્થલે એક સ જ, જોડાક્ષર અને હકાર ઓછા, વગેરે જોવામાં આવશે. ધનકોર, હેમલક્ષ્મી, લક્ષ્મી, વગેરેની બોલી આવી છે. કોઇક અશુદ્ધ શબ્દો અને પ્રયોગો પણ જાણીને-શુદ્ધ રૂપ એમના મોંમાં વિચિત્ર લાગી જાય એવા ભયથી-રાખવાં પડયાં છે. આપણી સ્ત્રૈણ બોલીની એક ખાસિયત એમાં આંતિકતા વિશેષ એ ઉપર કહેવાઇ ગયું છે; આ નાટકમાંની સ્ત્રીઓ કચ્છ, પાલણપુર ડીસા, કાઠિયાવાડ-સોરઠ, અમદાવાદ પાટણ ચરોતર, મહીકાંઠા, કે મુંબાઇ ભાવનગરના પ્રદેશની નથી; જૂના લાટ પ્રદેશની છે. એ પ્રદેશમાં જ હિંદુ

પારસીનો ભાઇચારો આરંભાયો અને સૌથી વધારે જામેલો છે, અને એવા ભાઇચારાનું ચિત્ર આલેખવું તે આ નાટકનો એક મુખ્ય ઉદ્દેશ, એટલે નાટકની ભૂમિકા માટે એ જ પ્રદેશ પસંદ થયો અને સ્ત્રીપુરુષ પાત્રો એ જ પ્રદેશનાં લીધાં. અસલનેર–પાવનીના વર્ણનની કોઇ કોઇ સ્થૂલ વિગત વાંચનારને અમુક શહેર અમુક નદી જ કર્તાનાં ઉદ્દિષ્ટ છે, માટે પાત્રોમાંથી યે હિંદુ હિંદવાણીઓ અમુક નાતની, બોલી પણ તેમની જ, વગેરે અનુમાનો તરફ દોરી જાય, એવું એવું આ નાટકમાં છે તેની ના નહીં. પણ નાતનું કુંડાપણું, વરવિક્રય, છોકરીઓની ઉછેર વિશે બેદરકારી, અમુક સાંસારિક ધર્મોને બજાવવા માટે બીજા–છોકરાઓને કેળવણી આપવી એવા—સાંસારિક ધર્મોનો ભોગ આપવાનું વલણ, અને આ નાટકનાં પાત્રો વાતાવરણ આદિમાં જે જે બીજા ગુણદોષ ચિત્રેલા છે, તે શું કંઇ એક જ શહેર કે એક જ નાતના ઇજારે રાખેલા ગુણદોષ છે? ચિત્ર આલેખતાં સ્થૂલ વિગતો તો આવે જ. પણ તે ઉપરથી અમુક જ સ્થલ અમુક જ નાત ઉદ્દિષ્ટ છે એમ માની લેનારા નાટકને કાણી આંખે જુવે છે ને અન્યાય કરે છે એમ જ મ્હને તો લાગશે; સ્થૂલ વિગતોને ગાળી નાખીને આ ચિત્રો લાટ પ્રદેશનાં છે એમ ગણી શકશે, તેવા વાંચનાર જોનાર જ આ કૃતિના ભાવને યથાર્થ ગ્રહણ કરનારા મ્હને લાગશે.

સુશિક્ષિત શિષ્ટ હિંદુ પાત્રોની બોલી પણ નાટકમાં બોલી જ રહેવી જોઇયે, નિબંધ કે વ્યાખ્યાનનું શિષ્ટ ગદ્ય થઇ જવી ન જોઇયે.* વળી પાત્રે પાત્રે ભાષાની લઢણ, વિચારગુંથણી, અલંકારોના પ્રમાણ પ્રકાર, વગેરે ઘણી ઘણી ઝીણી મોટી બાબતોમાં ફરક પડવો જોઇયે. પણ આ સર્વ તો કેટલું સધાયું તે વાંચનાર જાણે.

## ૮ : અંકો ?—

આ ચોપડીમાં કોઇ સ્થળે આ નાટકને માટે અંકવિભાગ દર્શાવેલો નથી; માત્ર પ્રવેશવિભાગથી ચલાવી લીધું છે,—એમાં કોઇ રીતના અંક

* આથી ઉલટું તથાપિ સાથે સાથે ધ્યાનમાં રાખવાનું છેજ કે,

" Plays ought to be such as can be thought of as literature, if they were not capable of being so thought of, they could not be good plays.–નાટકો સાહિત્યમાં પણ ગણાવા લાયક હોવાં જોઇયે જે નાટકો સાહિત્યમાં સ્થાન મેળવી શકે એવા ગુણો વિનાનાં, તે નાટકોના વર્ગમાં પણ ઉતરતાં જ ગણાવા ઘટે." મુખપૃષ્ઠની પાછળ છાપેલું અવતરણ પણ આજ લેખકનું છે.

પાડવાની આવશ્યક્તા ન હોવાથી. વિચારક વાંચનાર જોઇ લેશે કે પ્રવેશ ૩ જાથી ૧૦ મા સુધીમાં જે એક સળંગ વસ્તુનું નિરૂપણ છે તેને ઘટતું વાતાવરણ પ્હેલા બે પ્રવેશ આરંભે છે, તો છેલ્લા બે પ્રવેશ તેની કુદરતી શાંતોજ્જ્વલ સમાપ્તિ સાધે છે. આરંભ અને વસ્તુ વચ્ચે ત્રીજો પ્રવેશ તેમ વસ્તુ અને અંત વચ્ચે ૧૦ મો પ્રવેશ પૂલની ગરજ પણ સારે છે.

પણ કોઇ ધંધાદારી કે શોખીન (amatur) નટ્યમૂ આખું નાટક ભજવવા ઇચ્છશે, તો એવા દરેક પ્રયોગ દરમિયાન નટ્યમૂને તેમ પ્રેક્ષકોને થોડી થોડી વિશ્રાંતિ જોઇયે, તે પ્રવેશ ૪ થા અને ૮ માને અંતે મળી શકે એમ છે.

છેવટ, ઉમેરવું પ્રાપ્ત થાય છે જે આ નાટકમાં કે તેમાં કોઇ પણ ઠેકાણે કોઇ હયાત માણસને માટે લેશ પણ ઇસારો કરેલો નથી. પાત્રો ને સ્થલોનાં નામ પાડવામાં પણ બનતી સંભાળ રાખેલી છે. તેમ છતાં કોઇને કદાપિ કંઇ નામસાદૃશ્ય કે ઇસારા જેવું લાગી જાય, તો એ તેણે પોતાની જ સતેજ કલ્પનાનું ફલ ગણવાની અને તેને લગતી જવાબદારીમાંથી કર્તાને વિમુક્ત રાખવાની કૃપા કરવી.

બુધવાર, ૩૦ મે ૧૯૨૩, અધિક જેઠ પૂર્ણિમા, વિ. સંવત ૧૯૭૯.



કર્તાનાં બીજાં પુસ્તકો
વિશે

# અભિપ્રાયો.

# ઝણકાર

પ્રેમનો દિવસ, આરોહણ, વિરહ, વગેરે પદ્યકૃતિઓનો સંગ્રહ: ઈ. સ. ૧૯૧૭:

મૂલ્ય રૂ. ૨—૦—૦

J. G. Shastri: Confirms my opinion about you as a clear thinker and a Gujrati poet of no mean merit.

K. M. J (Modern Review, January 1918): This Dainty little volume. Poetry modelled an English ideals.

બુદ્ધિપ્રકાશ (જાન્યુવારી'૧૮): અમને પ્રતીતિ છે કે ગુજરાતી કાવ્યસાહિત્યમાં ઉંચું સ્થાન લેશે.

કેળવણી (ફેબ્રુવારી'૧૮): "શુદ્ધ (અગેય) પદ્ય" માં સ્પષ્ટ ખુલાસા રૂપે લખાણ સાહિત્યના અભ્યાસીઓને માટે ખાસ પ્રકરણ બન્યું છે. એક શિષ્ટ પુસ્તક કાવ્યના ક્ષેત્રમાં ઉમેરાયું છે. કર્તાના પૃથ્વી છંદ ખાસ વિશિષ્ટતા વાળા છે. "આરોહણ" વાંચતાં વાંચતાં એટલી તો શાંત સુરાવટ જામે છે કે જો સંસ્કારી અને ઉન્નત વિચારોને ઝીલી શકે તેવો શ્રોતાગણ હોય તો અથથી ઇતિ સુધી પ્હોચતાં કોઇને ખોટી ખાંસી ખાવાનું મન પણ થતું નથી.

સાહિત્ય (જાન્યુવારી '૧૮): નામ સુંદર સૂચક છે; અંદરનું ચિત્ર તેવું જ છે. પદ્યરચનાને ઘણે થોડે અંશે દૂષિત થવા દીધી છે એ તેમની કવિત્વશક્તિનો યશસ્વી વિજય છે. તેમની કહેવાતી નવીન પ્રણાલિકાઓ છતાં પણ તેમનું કવિત્વ ઉપર તરી આવ્યું છે. કવિએ કવિતા અહીં 'બનાવી' નથી પણ કવિતા થઇ છે એવી રીતે તે દીપે છે, ને આવી કુદરતી રચના આ આખા "પ્રેમનો દિવસ" નામના કાવ્યમાં અમને જણાઇ છે. કવિ પોતાનામાં જે શક્તિ નિઃસંશય વિરાજે છે (તેનો) બીજો ફાલ ગુજરાતને ચરણે ધરશે એવી આપણે આશા રાખીશું.

# Indian Administration to the dawn of Responsible Government:

*1765 to 1920. Published 1922. Rs 4-0-0*

**Sir Courtenay Ilbert** : A sound piece of work.

**Sir Valentine Chirol** : Clearly a very useful contribution to the constitubonal history of India.

**A. B. Keith** : Contains not merely much valuable information but important contributions to the solution of present deiffi-culties in the path of Indian progress to full selfgovernment.

**P. E. Roberts** : Vivid and stemmulating. Indeed I think you have put some things extraordinarily well and hit upon several original and valuable conceptions.

**Sachchidananda Sinha** : Exceedingly well done. I find in it no trace of partisanship.

**Sir C. H. Setalvad** : A noteworthey book, the outcome obrously of extensive study and research and presenting the results of prolonged reflection in an attracuve style. The fairness and sobriety of the author are remarkable, especially at the present time.

**A. Yusuf Ali** : A serious and successful attempt to present a general view of the political progress of India during the British period. The liter chapters deal with burning questions of the day, but in a spirit of calm inquiry, and your sober judgment must commend itself to all patriotic Indians in these days when politics are served out in a highly seasoned form like mulligatawny soup.

**Times, Literary supplement** ( London : 16-3-1922 ) : An endeavour to present the record of England in India historically.

**Times, Leterary supplement** (London : 7-12-1922, in a two—column article on ' Evolution or Revolution

India') : Handling the subject with praiseworthy freedom from prejudice. Mr. T. states as plainly as possible the alternatives between which India has now to make her choice. Nor does he believe that India can keep on hesitating at the cross-roads for an indefinite period.

**Nation and Athenaeum** ( London, 16-5-1922 ) : No more useful guide to the difficulties of the present situation could be found than this definite and lucid summary.

**English Historical Review** ( London, October 1922 ) : One of the most vigorous, interesting, and original volumes on India that we have lately read. Though the present reviewer cannot accept many of the author's conclusions he willingly concedes the reasonableness of his position and the fairness of his advocacy. The historical portion is vigorously written, based on wide reading, and inspired as a rule with shrewdness, insight, and sympathy. His eager advooacy of further progress still leaves him fair to the pioneers of the past.

**Hindustan Review** ( April 1922 ) : Successfully attempts to cover the administrative history of British India from 1765 to 1920 and brings into prominent relief the striking legislative and constitutional landmarks in the political progress of the country.

Clear and Cogent narrative. Accurate and sound and will form an ideal textbook for the student.

**Moden Review** ( June 1922 ) shows considerable ability. Renders an important service in pointing out the difference between law and custom, between thearies & practise in the actual working of the Indian constitution today.

**Conference** ( U. F. C. Scotch missions Quarterly, August, 1922 ) : Sets out with adequate detail and with much

shrewd comment the various lines along which Britain has been in contact with India. Gives the reader a vivid glimpse of the deep going changes that the impact of the West has wrought upon the East. Launiches his criticism right and left with fearless hand. Has a vision of an India selfreliant and strong, with her security based upon her own army & navy.

Sahitya ( Baroda, August 1922 ) : Capable of extending tho outlook and sharpening the vision of independent students. Will help agitated minds in the process of crystallising convitions, will always keep before them the gravity of our problems, and will inspire their activities with a due sense of responsibility. The author's patriotism can be seen on every page.

Buddhi Prakas ( Ahmedabad, April 1922 ) : A learned book, historical and citical, on reading which new points of view and reflections occur every here and there and every page testifies to the author's exhaustive knowledge and study. A book to be proud of as the production of a Gujrati author.

Hindu ( Madras, 10-4-1922 ) : A valuable treatise on a complex subject.

New India ( Madras, 10-4-1922 ) A longfelt need supplied by a really impartial Indian. Keeps the proper perspective always before the mind. Can very usefully be prescribed for College students as a very clear exposition of the historical growth of our various institutions.

Kesari ( Poona, 11-4-1922 ) : Full information with an adequate account of the departments. Appears planned on ' moderate ' lines.

Times of India ( Bomby, 12-4-1922 ) : A praiseworthy contribution, thorough, well-written, and as far as possible

based on original soures. All the better for the very candid criticism which runs all through it. Helpful to many students in making them think for themselves. Supplies that basis for thought, which, judging by many public utterances, is often lacking to those who should possess it before entering the political arena.

**Pioneer** ( Allahabad, 11-6-1922 ) : A painstaking historical servey of the development of British political power in India. The text is fully supported by authorities, a form of honesty not always acceptable to modern historians, and forwhich the author is to be commanded.

**Leader** ( Allahabad, 15-7-1922 ) : A work of considerable usefulness to students of public questions.

**United India and Indian States** (Madras, 17-7-1922) : The author an independent nationalist

**Servant of India** ( Poona, 14-8-1922 ) Careful to look at both sides of a question; he appreciates the difficulties of the administration, but is not afraid to criticise where criticism seems necessary A clear nervons style which bears witness to his to-rough grasp of the subject and which occasionally rises into real eloquence. In the last section, the Key to Real swarajya, he seems to us to have hit the nail on the head.

☞ મળવાનાં ઠેકાણું:— 

Messors D. B. Taraporevala Sons & Company, 190 Hornby Road, Bombay.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ભદ્ર, અમદાવાદ.

